# ગઝલમાં ગીતા.

(ગીતાના મહાત્મ્ય સાથે અઢારે અધ્યાય સંપૂર્ણ)

—: સચિત્ર :—

લેખક —

**માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક–ગોપીપુરા–સુરત**

(સ્વામીભક્ત સુરપાળ, રાજર્ષિ ભર્તૃહરિ, મહર્ષિ ભર્તૃહરિ,
ભદ્રગુણી શશીકળા, વિનાશીની વામા, મહર્ષિ પરશુરામ,
પૃથ્વિરાજ ચૌહાણ, સોનેરી જાળ, પો ાદી પજો,
પ્રપંચી પ્રેમદા, સ્નેહનંદિની સુધા
ઇ ના લેખક)

પ્રકાશક —

**બુકસેલર, હરિલાલ જીવણલાલ ઠક્કર.**

માલિક–નવજીવન પુસ્તકાલય,
ટાવર રોડ શ્રી કૃષ્ણ સીનેમા સામે–સુરત

---

સુરત ભાજીવાળી પોળમા આવેલા શ્રી 'અનાવિલ બંધુ પ્રીન્ટીંગ
પ્રેસમા ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપ્યુ

---

સંવત ૧૯૮૨]　　દ્વીતિય સંસ્કરણ　　[પ્રતિ સંખ્યા ૨૦૦૦



**મૂલ્ય રૂા ૦–૧૨–૦**

## પ્રસ્તાવના

### અભિપ્રાયો

રા મણિકાન્ત—ઘણુ સુંદર ગુજરાતી ગદ્ય પદ્ય લખી શકે છે એ સાહિત્ય વાચનારાથી અજાણ્યુ નથી ભગવદ્ ગીતા જેવા તત્વજ્ઞાનથી ભરપુર પુસ્તકનુ ગુજરાતીમા ફારસી ગઝલના રાગમા ભાષાન્તર કરવુ એ કાર્ય સહેલુ નથી મૂળ સાથે સરખાવનારને ચોકખુ જણાશે કે, રા૦ મણિકાન્તે ભાષાંતર કરવામા ફતેહ મેળવી છે

સાહિત્ય—વડોદરા

ગીતાને ગઝલમા ઉતારવાનો પ્રયત્ન રા૦ મણિકાન્તે કરેલો અમારા જાણવામા છે તેના કરતા આ કાર્ય ઘણુ સુંદર છે પ્રજાબન્ધુ—અમદાવાદ

ગીતાનુ ગુજરાતી ગઝલમા સુંદર ભાષાંતર થયુ છે

ગુજરાતી કેસરી—મુંબઇ

બાલજીવનના લેખકો પૈકી મોખરે રહેનાર જાણીતા લેખક ભાઈ મણિકાન્તની તૈયાર કરેલી આ ચોપડી વિષે અભિપ્રાય આપતા અમને આનંદ થાય છે કે ભાઈ મણિકાન્તની માતૃભાષા મરાઠી છતા ગુજરાતી ભાષાની તેઓ જે સેવા કરી રહ્યા છે તેને માટે તેમને જેટલુ અભિનંદન આપીએ એટલુ ઓછુ છે ભગવદ્ ગીતાના તમામ શ્લોકોનો ગુજરાતી ભાષામા ગઝલના રાગમા અનુવાદ કરવામા આવેલો છે અને તે સ્પષ્ટ અને સાદાઈથી સમજાય તેવો હોઈ અમને આશા છે કે સાધારણ જ્ઞાનવાળા ધર્મપ્રેમી વાચકોને તે બહુ ઉપયોગી જણાશે

બાલકોનુ એકનુ એક સર્વાંગ સુંદર માસીક 'બાલજીવન—વડોદરા

આવો ઉત્તમ અનુવાદ બીજો થયો નથી રા કસનજી દેસાઈ

તંત્રી "નવપ્રભાત"

આખુ પુસ્તક સર્વાંગ સુંદર છે—રા અમૃતલાલ દેસાઈ

તંત્રી "સાંપ્રતસમય"

સંસાર સર્વના સ્વામી સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીમદ્ કૃષ્ણચંદ્ર મહારાજની પરમ કૃપાથી આ પુસ્તકની બીજી આવૃત્તિ થવાનો સુયોગ પ્રાપ્ત થાય છે એ પુણ્ય અવસરે પ્રસ્તુત પુસ્તકને પ્રાપ્ત થએલી પ્રસંશા અને લોકાદરના સંબંધમા અમો વધુ કહેવા માગતા નથી માત્ર અમો સઘળાને ગુજરાતી સાહિત્યના આભુષણ સ્વરૂપ [illegible] પ્રખર સમાલોચકકારોના સમાલોચનાના શબ્દો જ અર્પણ કરીએ છીએ અમે જ્યા જ્યા સમાલોચનાર્થે પુસ્તક મોકલ્યુ હતુ

તેને માન આપી જે જે વર્તમાન પત્રકારોએ પોતાના અભિપ્રાયો આપવાની ઉદારતા દર્શાવી છે તે સવળાનો અમે ખરા અંત:કરણ પૂર્વક આભાર માનીએ છીએ. તેજ સાથે અમને એક વાત પણ અમારા વાચકોને નિવેદન કરવી આવશ્યક લાગે છે. મહાત્મા ગાંધીજીની માફક તેમના ભક્તોની લીલા પણ કોઈ ઓરજ છે એ મહાશયો કઇ પ્રવૃત્તિમાં રમે છે તેનોજ કશો પત્તો નથી. અમે જે સમયે ઉપલા સમાલોચકકારોને પ્રસ્તુત પુસ્તક મોકલ્યું હતું તેજ વેળાએ 'સૌરાષ્ટ્ર' પર પણ અમે ગીતાની કોપી મોકલી હતી પરંતુ તે મહાશયને માત્ર ગીતા પ્રાપ્તિની નોંધ લેવા સિવાય તેના પર સારો ભુંડો અભિપ્રાય આપવાનો પણ અવકાશ મળ્યો નહિ. એક ગાંધી સેવક પત્રકાર પર અમે ગીતા અભિપ્રાયાર્થે મોકલી ત્યારે તે સ્વરાજની કેબીનેટ ગોઠવતા હતા એટલે તેમને પોતાના પત્રમાં ગીતા પ્રાપ્તીની નોંધ લેવાનો પણ અવકાશ મળ્યો નહિ.

અમારૂં કહેવું એમ નથીજ કે અમારા કાવ્ય પરત્વે સારોજ અભિપ્રાય પ્રકટ કરો પરંતુ અમારો એ તો અવશ્ય આગ્રહ છે કે સારો ભુંડો પોતાનો અભિપ્રાય તો જ્યાં પુસ્તક મોકલ્યું હોય તે દરેક માસીકકાર અને પત્રકારોએ પ્રગટ કરવોજ જોઇએ. અસ્તુ.

આ આવૃત્તિમાં પહેલી આવૃત્તિ કરતાં વિશેષતામાં—ગીતાના મહાત્મ્યનું ભાષ્ય પણ જોડવામાં આવ્યું છે તે છે. પ્રથમથીજ ગીતા પર પુષ્કળ શ્રમ લેવામાં આવ્યો હતો અને સંપૂર્ણ સુંદર બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો એટલે હવે તેમાં વધારે સુંદરતા લાવી શકાય એમ નથીજ. આ અભિપ્રાયોમાં પણ બધાજ પત્રકારોએ આપેલ અભિપ્રાયો સ્થળ સંકોચને લીધે મૂકી શકાયા નથી. માત્ર ઘણા અભિપ્રાયોમાંથી થોડા અભિપ્રાયોના સારાંશની થોડી લીટીઓજ મુકવામાં આવી છે. હાલમાં લોકોને ગઝલ પર વિશેષ પ્યાર છે અને તેથીજ મુખ્યત્વે ગીતાને ગઝલમાં લખવા લેખક પ્રેરાયો છે. કારણ કે અર્થ સમજ્યા વિનાનું પણ ધાર્મિક વાચન જો પ્રતિદિવસ ચાલુ હોય તો ઘણો ફાયદો કરનારૂં થઈ પડે છે, ત્યારે આતો સરળ રીતેજ રચવામાં આવેલું હોવાની લેખકની માન્યતા છે. જો પ્રસ્તુત પુસ્તકના વાચનથી એક પણ હિંદુના હૃદયમાં ગીતાનો પાઠ પ્રતિ દિવસ કરવાની ભાવના પ્રગટશે તો લેખક સ્વશ્રમ સાફલ્ય થયું છે એમ સમજશે. મા. ભા. કવિ.

# ગીતા મહાત્મ્ય.



**ધરાદેવી**–પ્રભો પ્રારબ્ધ કર્મોને સહે જીવ સર્વ માયાથી,
તમો પ્રત્યે કહો તેને અચળ ભકિત વધે શાથી ? ૧
**શ્રીવિષ્ણુ**–સહન પ્રારબ્ધને કરતો ગીતા નિત્યે રહે સેવી,
સુખીને મુકત તે, "કર્મે ન લેપાતો ધરા દેવી ! ૨

કમળના પત્રને પાણી કદ પી ના ભિના કરશે,
ગીતા ગાનારને તેવા ન પાપો કાંઇપણ સ્પરશે ૩
ગીતાનુ ગાન ને વાચન તથા એ ગ્રંથ છે જ્યા જ્યા,
પ્રયાગાદિ બધા તિર્થો અને દેવો વસે છે ત્યા ૪

રૂષી, પાર્ષદ અને ઉધ્ધવ સહિત ગોવાળ વૃજનારી,
સે ત્યા દેવને યોગી તથા નાગો નિરાકારી ૫
ગીતાના જ્યા પઠન પાઠન શ્રવણ ચર્ચા વિચારો છે,
હુ અર્પુ સ્હાયતા તેને સદા ત્યા વાસ મારો છે ૬

ગીતા મારૂ પરમ ગૃહ ત્યા વસી હુ વિશ્વ સંભાળું,
ગીતાના જ્ઞાનનો આશ્રય કરી ત્રણ લોકને પાળુ ૭
અચળ, અલ્પાક્ષરી ઉત્તમ અને ઉપદેશવા જેવી,
ગીતા છે શ્રેષ્ઠ મમ વિદ્યા પ્રભુ રૂપ, સત્ય મહાદેવી ! ૮

ત્રણ વેદો સ્વરૂપ તત્વે ભરેલી, જ્ઞાનની ધારા,
ધનજયને ગીતા એવી કથી કૃષ્ણે શ્રી મુખદ્વારા ૯
ગીતાના સર્વ અધ્યાયો સુદૃઢ ચિતે જપે જેઓ,
જીતી તે જ્ઞાનની સિદ્ધિ પરમપદ પામતા તેઓ. ૧૦

ગીતા સઘળી ન વચાતા નવજ અધ્યાય જે વાચે,
ગૃહે ગૌદાનના ફળને જરૂર તે માનવી સાચે ૧૧
ઘડે છે સ્નાન ગગાનુ છ અધ્યાયો જપાએથી,
મળે ફળ સોમ યાગોના ત્રણજ અધ્યાય વાચેથી ૧૨

જપે અધ્યાય એકજ જે હૃદયના પ્રેમથી ખતે,
થઈ શકર તણો ગણ તે વસે શિવલોકમા અતે ૧૩
જપે એકજ ચરણ, અધ્યાય કે શ્લોકો મહાયોની !
ઘણા વર્ષો સુધી તેને મળે કાયા મનુષ્યોની ૧૪

જપે ત્રણ, પાચ, દશ, ચારે, અરધ બે, સાત શ્લોકોને,
હજારો વર્ષ સેવે તે ખરેખર ચદ્ર લોકોને ૧૫
ગીતાનો પાઠ કરનારો મરીને જાય પ્રભુ ધામે,
પરતુ તે ફરી કાયા મનુષ્યોની અહીં પામે ૧૬

વળી પાછી ગીતા ગાઇ અચળ પદ મોક્ષ તે લેતો,
ગતિ શુભ થાય છે જેની ગીતા એ શબ્દ જે કહેતો ૧૭
ગીતા ગાનાર મહા પાપી સદા વૈકુઠમા વાસે,
અરા આનદમા જન તે રહે ઘનશ્યામની પાસે ૧૮

કરે કર્મો છતા અર્થો ગીતાના સર્વ જે જાણે,
જીવનથી મૂક્ત તે પ્રાણી વસે તન છેડી નિર્વાણે ૧૯
જનક આદિ ઘણા નૃપતિ ગીતાના જ્ઞાનને ગાઈ,
પરમ પદ મોક્ષ પામ્યા છે મૂકીને કિર્તિ જગમાહી ૨૦

ગીતાના જાપની સાથે ન વાચે મહાત્મ્યના શ્લોકો,
વૃથા તેની ગીતા વાચી કરે શ્રમ વ્યર્થ તે લોકો ૨૧
ગીતા ને મહાત્મ્ય સહ વાચી સદા અભ્યાસ કરનારો,
ખચિત તે મોક્ષને પામે પ્રભુને તેજ જન પ્યારો ૨૨

ગીતા વાચી પછીથી આ કથ્યુ મે મહાત્મ્ય જે જપશે,
સુજન તે મે કથ્યા એવા પરમ ફળ સર્વ મેળવશે ૨૩
કુરાને બાઇબલ તૌરાત ઇજીલમા ન જે કાઈ,
ગીતામા જ્ઞાન તે સઘળા વરયા છે શ્રોઠ સુખદાઇ

*　　　*　　　*

ગીતાને ગાય છે નિત્યે મહર્ષિ આપ્લ વિદ્વાનો,
ગીતા એ દેવની વાણી બીજા સહુ તૂચ્છ તોફાનો
ગીતા ગાઇ વિચારી જે શરીર કિરતારને નામે
પરમપદ મોક્ષને 'કણિંક' જરૂર તે માનવી પામે ૨૪

કથ્યુ વારાહ પુરાણે એ અચળ શુભ જ્ઞાનનુ દર્પણ,
ગીતાનુ મહાત્મ્ય તે અત્રે થયુ સપૂર્ણ કૃષ્ણાર્પણ ॥ ૨૫

# ગઝલમાં ગીતા.

## પ્રથમોધ્યાય

### અર્જુન વિષાદયોગ—

— ગઝલ —

ધૃતરાષ્ટ્ર—કહે સંજય! કુરૂક્ષેત્રે વિરોએ એકઠા થઇને,
અને સંતાન મારાએ કર્યું શું યુદ્ધમાં જઇને ?" ૧

સંજય "નિહાળી સૈન્ય પાંડવનું ઉભેલું ધીરતા ધારી,
કહ્યું દુર્યોધને જઇને હતા જ્યાં દ્રોણ ભય હારી" ૨

"જુઓ! પાંડવતણી સેના ઉભી છે આ અભિમાને,
રચી વ્યુહની વ્યવસ્થા સૌ દ્રુપદના શ્રેષ્ઠ સંતાને,' ૩
રિપુના સૈન્યમાં ભાળો ઉભા યોદ્ધા ધનુર્ધારી,
નરાધીપ! પાર્થ ને ભિમનો શકે છે ગર્વ સૌ વારી ૪

તથા યુયુધાન અભિમન્યુ અને આ કુંતિભોજાદિ,
દ્રુપદ ને આ યુધામન્યુ ઉભા છે શૈબ્ય રણવાદિ ૫
પુરૂજીત, ચેકીતાનજ આ તથા અહીં ધૃષ્ટકેતુ છે,
અને પાંચાળી પુત્રોનો અડગ રણનોજ હેતુ છે ૬

વિરાટેશ્વર સમિપ ભાળો મહાવિર કાશિરાજાને,
ઉભેલા શસ્ત્ર લઈ કરમા ધનુર્ધર ઉત્તમૌજા છે ૭
દ્વિજોત્તમ ! આપણા સૈન્યે તમેને ભિષ્મ ભયહારી,
તથા સુત સોમદત્તનો ને તમારો પુત્ર જયકારી ૮

વિકર્ણજ કર્ણ કૃપ આદી ન રાખે પ્રાણુની પરવા,
ધુરધર મ્હારથી એવા પ્રવિણ શસ્ત્રાસ્ત્ર વાપરવા ૯
રીપુના સર્વ લશ્કરનો અધિપ ભિમ શ્રેષ્ઠ રણધીર છે
અમારા સૈન્યનો સ્વામી પિતામહભિષ્મ ભડવીરછે ૧૦

ગુરૂજી ! આપને બીજા ઉભા રહી વ્યૂહને દ્વારે,
કરો રક્ષા પિતામહની અડગ તલવારની ધારે ૧૧
પછી ત્યા ભીષ્મદાદાએ કુરૂને હર્ષ ઉપજાવી
બજાવી શાખ સિહનાદે દીધુ રણક્ષેત્ર ગરજાવી ૧૨

નગારા શાખ રણસિગા ઘણા ત્યા વાગવા લાગ્યા,
ભિરૂએ શાખ નાદોને સુણીને ભાગવા લાગ્યા ૧૩
પછી શુભ શ્વેત અશ્વોના મહારથમા વિરાજેલા,
વગાડે શાખ બહુ હર્ષે ધનજય કૃષ્ણ રણઘેલા ૧૪

ગજાવ્યુ ક્ષેત્ર તે સઘળુ શ્રીકૃષ્ણે પાચજન્યેથી,
રહ્યા ભિમ પૌન્ડથી ગાજી ધનજય દેવદત્તેથી ૧૫
મણિપુષ્પક શ્રિસહદેવે અનતવિજય યુધિષ્ઠિરથી,
રહ્યા છે શાખ એ ગજી સુઘોષજ શ્રિનકુલ વિરથી ૧૬

શીખંડી, ધૃષ્ટદ્યુમ્નજને ધનુર્ધર કાશીરાજા છે,
સુપુત્રો દ્રૌપદી કેરા વિરાટેશ્વર વિરાજ્યા છે ૧૭
દ્રુપદ, સૌભદ્ર મહાબાહુ ઉભા આ સાત્યકી ગર્વે,
વગાડે શંખ બહુ વેગે નગાધીશ ! તે વિરો સર્વે ૧૮

સુણી એ શંખના નાદો ધરા નભ છે રહ્યુ ગાજી,
હૃદય સહુ કૌરવો કેરા ગયા એ નાદથી લાજી ૧૯
ઉભેલી યુધ્ધ ઈચ્છાથી સકલ સેના હતી જ્યારે,
ધનુષ લઇ પ્રેમથી હસ્તે વચન અર્જુન વદ્યા ત્યારે ૨૦

"સુણો કેશવ ! સખા મારા હવે રથ શીઘ્ર આ હાંકો,
બનાબર મધ્યમા તેને તમે સત્વર ઉભો રાખો ૨૧
રિપુ અહી કોણ છે મારા ઉભેલા યુદ્ધને કાજે,
લડીશ હુ કોણ નર સાથે નિહાળુ સર્વ તે આજે ૨૨

ભલુ કૌરવ તણુ ચાહી મળ્યા વિર કોણ સંગ્રામે,
બરાબર તેમને ભાળુ ઉભા જે યુદ્ધને ઠામે" ૨૩
સંજય—"સુણી એ શબ્દ અર્જુનના શ્રીકૃષ્ણે શ્રેષ્ઠ રથ હાંકયો,
[1]દ્વીજોત્તમ, ભીષ્મની પાસે પછી રથને ઉભો રાખ્યો

શ્રીકૃષ્ણે શાંત મુખ રાખી વહાવી શબ્દની ધારા,
"નિહાળો પાર્થ ! કૌરવ આ ઉભા તે દુશ્મનો તારા" ૨૪
ઉભય સેના વિષે પાર્થે નિહાળી સ્નેહીને ભાઇ,
સખા પુત્રો અને પૌત્રો વળી આચાર્ય પિતરાઇ ૨૫

૧ દ્વીજોત્તમ=દ્રોણાચાર્ય

સહાધ્યાયી અને દાદા ઉભેલા બાળ સ્નેહીને,
શ્વશુર, કાકા અને મામા સગા સઘળા કુટુબીને ૨૬
સખા સગ્રામમા ભાળી દયા દિલમા અતિ આણી,
ધરી બહુ ખેદ અતરમા ધનજય ત્યા વદ્યા વાણી" ૨૭

**અર્જુન**–"અરે! આ યુદ્ધ ઇચ્છાથી ઉભેલા આપ્તજન મારા,
નિહાળી દેહ મુજ કપે છુટે પ્રસ્વેદની ધારા ૨૮
શીથિલતા અગમા આવે કૃપા મુજ ગાત્ર કપાવે,
મલિન મુખ થાય છે મારૂ રૂવા દિલના ઉઠી આવે ૨૯

નથી શક્તિ ઉભા રહેવા ત્વચામા દાહ બહુ થાએ,
ભમે મસ્તિક ઘણુ મારૂ ધનુષ કરથી પડી જાએ ૩૦
નથી કલ્યાણ હુ જોતો અશુભ ચિન્હો નિહાળુ છુ,
સગાને મિત્ર વધ કરતા નકી હુ પાપ ભાળુ છુ ૩૧

હણી એ સ્નેહીઓ મારા નથી જય,રાજ્ય હુ ચ્હાતો,
ન એવા રાજ્ય કે ભોગે મને કે લાભ દેખાતો ૩૨
અમે જે કાજ સુખ ભોગો અને સમૃદ્ધિ છે માગી,
ઉભા હુ તેજ અહીં દેખુ જીવન,જર પ્રાણને ત્યાગી ૩૩

પિતા, પુત્રો, શ્વસુર, સાળા વળી આચાર્ય ને ભાઇ,
તથા દાદા અને મામા સબધી પૌત્ર પિત્રાઇ ૩૪
સ્વજન એ કઠ મુજ છેદે અગર ત્રણ લોકને સાટે,
કરે ના યુદ્ધ અર્જુન તે લડે આ પૃથ્વીને માટે? ૩૫

કરી નિષ્પ્રાણ કૌરવને મને આનંદ કયમ થાશે?
હણી આ આતતાયીને પડીશ હું પાપને પાશે ૩૬
અમારા બંધુઓ મારી કૃતાર્થી ના અમે થઇએ,
સ્વજનના કંઠને કાપી કહો સુખ કેમ ઉર લઈએ?૩૭

સ્વકુલનો નાશ કરવાથી તથા સન્મિત્ર દ્રોહ કરતા,
બની બુધ્ધિ મલિન લોભે ન તેથી કૌરવો ડરતા ૩૮
પરંતુ આપ્તજનવધના નિપજતા દોષ ઉર આણી,
અમારે યુધ્ધરૂપ પાપો ન તજવા કેમ આ જાણી? ૩૯

થતા ક્ષય આપ્તજન કેરો સનાતન ધર્મ પલટાયે,
જતા કુળધર્મ, સહુ કુળએ અતિશે પાપ વશ થાયે ૪૦
અધર્મી થાય છે કુળ જે સ્ત્રીઓ દુષ્ટા બને ત્યાની,
પ્રજા સઘળી કુટિલ જન્મે પછી એ નિંદ્ય અબળાની ૪૧

બધા કુળને, કુલઘ્નીને પ્રજા એ નર્કમા નાખે,
અને જે પિતૃઓ તેને વિના પિંડેજ તે રાખે ૪૨
તથા કુળદ્રોહી છે જેઓ અને શાકાર્યને પોષે,
મટે કુળ જાતીના ધર્મો સદાના તેમને દોષે ૪૩

સમ્યા કુળધર્મ જન એવા સમય બહુ નર્કમા ગાળે,
મળે એ નર્કથી મુક્તિ પછી તેને ઘણે કાળે ૪૪
ખરેખર ખેદની ઘટના ઉભા હું પાપ કરવાને,
અહાહા! રાજ્યના લોભે સગાના પ્રાણ હરવાને ૪૫

ભલે કૌરવ કદી શસ્ત્રે મને નિ શસ્ત્રને કાપે,
નિધન પ્રતિકારરહિત મુજને અધિક કલ્યાણ તે આપે ૪૬
**સજય**–"વદીએ ઉગ્ર ચિન્તેથી પછી સગ્રામના પથમા,
ધનુષ ને બાણ સહુ ત્યાગી વિરાજ્યા પાર્થ જૈ રથમા" ૪૭

## અધ્યાય ૨ જો—**સાખ્યયોગ**

**સજય**–હૃદય ઉદ્વેગને શોકે નયન નિરથી ભર્યા ભાળી,
સ્થિતિ એ પાર્થની નિરખી વચન બોલ્યા શ્રીવનમાળી ૧
"ધનજય ! આ વિષમ ક્ષેત્રે પ્રિતિ ઉપજી તને ક્યાથી ?
નહિ તુ સ્વર્ગને પામે પરતપ ! મોહ માયાથી

અનાર્યો મોહને સેવે અને તે મોહ વશ થાયે,
જગતમા મોહથી સઘળે જરૂર અપકિર્તિ ફેલાયે ૨
બીકણતા ના તને શોભે ન ડરવુ વીર સમ્રાટે"
હૃદયની તુચ્છ દુર્બળતા તજી દે યુધ્ધને માટે ૩

**અર્જુન**–"પિતામહ પૂજ્ય છે મુજને, ચલાવી શસ્ત્ર ત્યા મારા,
ગુરૂજી દ્રોણને અગે પ્રહારો થાય શુ પ્યારા ? ૪
પ્રભાવી આ ગુરુઓને હણીને દેહ હુ ધારૂ,
કરૂ નિર્વાહ ભિક્ષાથી અધીક એ શ્રેય કરનારૂ.

કદી એ સ્વાર્થીઓ કેરા પ્રભુજી ! પ્રાણ જો પડશે,
વડીલના લોહીથી ખરડયા મને ઉપભોગ સાપડશે ૫
ઉભયના સૈન્ય આ તેમા અધિક છે કોણ બલધારી ?
અમે ના જાણીયે કયા જૈ વિજયદેવી વિરમનારી ?

હણી આ કૌરવો સઘળા ન ચાચુ દેહ હુ મારી,
ઉભા તે મોખરે સર્વે જુઓ હે! કૃષ્ણ! ભયહારી ૬
દબાચો દીનતા દોષે બન્ચો છુ મૂઢ મતિવાળો,
ખરૂ કલ્યાણ કયા મારૂ બતાવી કષ્ટ સૌ ટાળો

ચરણ મે આપના સેવ્યા તમારો શિષ્ય હુ સ્વામી,
મને ઉપદેશ દ્યો સાચો શરણ તારે હુ સુખધામી! ૭
મળે સુરરાજ્ય કે સૃષ્ટિ સમે સો શત્રુઓ મારા,
ટળે દુ ખ ઈંદ્રીઓ દમતુ ન તેમા એવુ કૈ પ્યારા!" ૮

**સજય**–"કરૂ ના યુધ્ધ હુ કહીએ વદીએ દગ્ધ દિન વાણી,
ધનજય મૌન્ય થઇ બેઠા નિરાશા અતરે આણી" ૯
થયો એ સેન્યની મધ્યે વિશાદજ પાર્થને જ્યારે,
કરી ઉપહાસ ભારતને વચન કૃષ્ણે કહ્યા ત્યારે" ૧૦

"વચન વિદ્વાનના ભાખી અયોગ્યજ શોક કા ધારે?
ન રાખે પડિતો, "જીવતા મુવાનુ દુ ખ સસારે" ૧૧
ન એવુ, "હુ અને સઘળા ન હોતા આ સમષ્ટિમા,"
"અને હઈશુ નહિ પાછા ન બનશે એમ સૃષ્ટિમા" ૧૨

પરતપ! દેહ પિજરમા સદા દેહિ વિરામે છે,
જરા, કૌમાર, યૌવન એ દશા તે સર્વ પામે છે
જરા જાતા મરણદ્વારે પુન આત્મા ધરે કાયા,
ગણી 'આ દેહ છે મારી' ન ધારે ધીરજન માયા ૧૩

ચલિત ઇંદ્રિય તણા વિષયો દીએ સુખદુ ખ સસારે,
અનિત્યજ એ દુખો તેથી ઘટે સહવા બધા તારે ૧૪
વિષય પીડતા નથી ભારત! સમાનજ દુ ખ સુખ જેને,
પુરૂષ તે 'ધીર' કહેવાયે મળે છે મોક્ષ પણ તેને ૧૫

'અસત્' અસ્તિત્વ નવ પામે ન 'સત્'નો નાશ નિરખાશે,
'અસત્ સત્' વસ્તુનો નિર્ણય મહા તત્વજ્ઞથી થાશે ૧૬
જગત દેહી થકી વ્યાપ્યુ અમર એ જાણુ તુ શકિત,
ન તેનો નાશ કરવાને સમર્થજ કોઇપણ વ્યકિત ૧૭

અનાદિ નિત્ય છે આત્મા શરીરનો નાશ સૃષ્ટિમા,
ધનજય ! યુધ્ધ આદરવા ઉભો થા તુ સમષ્ટિમા ૧૮
ગણે જે નાશ આત્માનો વધક જે પ્રાણને ધારે,
ન જાણે દેહીને તેઓ, નહિ આત્મા મરે, મારે ૧૯

જનન મૃત્યુ રહીત જીવ તે 'ભવિષ્યે હોય ના ભાઈ !
હતો ભૂતકાળમા નહિએ' ન એવુ પાર્થ ! છે કાઇ
અજન્મા ને પુરાતન એ વળી સહુ કાળનો સાથી,
ન શાશ્વત પ્રાણ મરનારો શરીરનો નાશ કરવાથી ૨૦

સદા જે પ્રાણને માને અમર ને નિત્ય અવિનાશી,
હણાવે યા હણે કોને પુરૂષ તે મોક્ષ અભિલાષી ? ૨૧
મનુષ્યો જીર્ણ વસ્ત્રોને તજી અગે નવા ધારે,
મુકી જીવ જીર્ણ કાયાને ધરે નવી દેહ સસારે ૨૨

નહિ શસ્ત્રો શકે છેદી નહિ અગ્નિ શકે બાળી,
નહિ સુકવે અનિલ જીવને શકે નહિ નીર પલ્હાળી ૨૩
બળે, પલળે, સુકાયે કે નહિ છેદી શકે કાંઇ,
અચળ, પરિપૂર્ણ એ આત્મા સનાતન સર્વગત ભાઇ ! ૨૪

અતિ અવ્યકત આ આત્મા કદી કલ્પાય નહિ તેનો,
તુ જાણી દેહીને એવો ધરે છે શોક આ શેનો ? ૨૫
સદા એ સુક્ષ્મ દેહીનુ જનન કે મૃત્યુ તુ ધારે,
છતા પણ શોક તો એનો ઘટે કૌન્તેય ! નહિ તારે ૨૬

જનન છે નાશ પણ તેનો મરે તે જન્મ લેનારો,
અચળ એવી પ્રથા માટે અયોગ્યજ શોક છે તારો ૨૭
હતી આદી સમે ભારત ! બધી દુનીયા નિગકારી,
"થઇ સ્થુલ મધ્યમા", "પાછી મરણથી શુન્ય થાનારી"

પછી તેનો ધનજય ! તુ નકામો શોક કા પાળે ?
કઇક તો પાર્થ ! આત્માને મહા આશ્ચર્યવત ભાળે ૨૮
કઇકિ આશ્ચર્યવત્ કહેશે કઇક તો સાભળે તેવો,
સુણે તેવો છતા કે તો ન જાણે પ્રાણ છે કેવો ? ૨૯

અમર ને નિત્ય છે આત્મા રહ્યો સઘળા શરીર માહી,
પછી એ સર્વ પ્રાણીનો ઘટે નહિ શોક પણ કાંઈ ૩૦
વળી નિજ ધર્મ દૃષ્ટિએ ન ડરવુ યુદ્ધથી તારે,
ન કામો ક્ષત્રીયો કાજે બિજા કે શ્રેષ્ઠ સસારે. ૩૧

ઉઘાડા સ્વર્ગ દ્વારો સમ મળે સગ્રામ દેવેથી,
મહા ધનભાગ્ય છે તેના બીજુ નવ શ્રેષ્ઠ કૈ એથી ૩૨
થશે ક્ષય સર્વ કિર્તિનો ન જો સગ્રામ આદરશે,
તજી તુજ ધર્મને અતે જરૂર તુ પાપમા પડશે ૩૩

મનુષ્યો સર્વ સસારે ભુડુ બહુ ભાખશે તારૂ,
પ્રતિષ્ઠિત લોક પૃથ્વિમા નિધન એથી ગણે પ્યારૂ ૩૪
ગયો સગ્રામ છોડી તુ ગણી વીર હાસ્ય સૌ કરશે,
અને જ્યા માન છે તારૂ તહા હલકાઇ મેળવશે ૩૫

રિપુ તુજ શકિતની નિદા જરૂર કરશે ઘણી જ્યારે,
અને અપશબ્દ સુણવાથી અધિક દુખ શા કહે તારે? ૩૬
મરીશ તો સ્વર્ગ સાપડશે જીતીશ આ પૃથ્વીને સાટે,
અડગ નિશ્ચય કરી ભારત! ઉભો થા યુદ્ધને માટે ૩૭

અલાભાલાભ, સુખદુખને ગણી સરખુ જીતે, હારે,
હવે પ્રવૃત્ત થા યુધ્ધે ન એથી પાપ કૈ તારે ૩૮
તને આ સાખ્યની બુદ્ધિ કથી કૌન્તેય! મે આજે,
હવે આ યોગની બુદ્ધિ કહુ તુજ શ્રેયને કાજે

સુણી નિષ્કામ બુદ્ધિને બનીશ જો યુક્ત તુ તેથી,
કરીશ સહુ કર્મ તો બધો તજાશે કર્મના એથી ૩૯
વળી નિષ્કામ કર્મે તુ ધનજય! કાર્ય આરભે,
ન લાગે દોષ જો તારા કદાચિત કર્મ એ સ્થભે.

અને એ કાર્ય આરભ્યુ ન ક્ષય તેનો લગારે છે,
પળાયો ધર્મ આ થોડો છતા ભયથી ઉગારે છે ૪૦
મનુજની બ્હાર બુદ્ધિની ન્હી નિગ્ખાય પ્રવૃત્તિ,
અને જો હોય અતરથી વિકારોથી રહિત વૃત્તિ

પરતુ એક છે તેનુ પરતપ! લક્ષ સસારે,
જરૂર સુખ તે બધા આપી જગતના શોકથી તારે
બતાવી બ્હાર નિવૃત્તિ હૃદયમા કામના જેને,
ઘણા છે ધ્યેય તે જનના પડે દુખ પાર્થ! બહુ તેને ૪૧

ધનજય! વેદના વાદે સદા એ મગ્ન રહેનરા,
અને સુખભોગવણુ કાઈ ન મેળવવા સમજનારા
પરતપ' મુર્ખ જે મનુજો હૃદયમા એમ ધારે છે
સુશોભિત પુષ્પ જેવી તે મધુર વાણી ઉચારે છે ૪૨

વિષયી, ને સ્વર્ગ ઉત્તમ જે ગણે તે ભોગ ઉર ધરવા
જનમ ને કર્મ ફળ આપે ક્રિયા એવી કથે કરવા ૪૩
બન્યા છે મુગ્ધ એ વચને ભૂલ્યા સુખભોગમા જેઓ,
અચળ બુદ્ધિ સમાધીમા કરી શકતા નથી તેઓ. ૪૪

કથન ત્રણ ગુણ તણુ વેદે ત્રિગુણ એ પાર્થ! દેટાળી,
તજીને દ્વદ સુખ દુખના સદા થા! સત્વ ગુણશાળી
વળી રક્ષા ઉપાર્જનનો તમે આગ્રહ બધો ટાળો,
અને બસ આત્મને જ્ઞાને પરતપ! થા પ્રિતિવાળો ૪૫

ગમે તેવા જળાશયથી જગતના અર્થ સૌ સરશે,
પિછાને બ્રહ્મને તેને કથ્યા ફળ વેદના મળશે ૪૬
તને અધિકાર છે કર્મે ન ફળ મેળાવવા શકિત,
તજી પરિણામની ઈચ્છા અકર્મે ત્યાગ આશકિત ૪૭

બને સ્થિર યોગમા, ફળની પિપાશા શાત થૈ જાયે,
અસિદ્ધિ સિદ્ધિમા સમતા ખરો તે યોગ કહેવાયે ૪૮
કનિષ્ટજ કર્મ તે જાણો રહિત જે બુધ્ધિ યોગેથી,
પિપાશુકર્મ દિન જનના શરણુ લે બુદ્ધિનુ તેથી ૪૯

રહે દ્રઢ યોગમા, યોગી શુભાશુભ કર્મ પરહરતા,
અને એ યોગ કહેવાયે સુકર્મે હોય ઉત્તમતા ૫૦
ધરી નિષ્કામ બુધ્ધિને બધા ફળ કર્મના તજતા,
જનન મૃત્યુ વિકારોથી રહિત તે મોક્ષ મેળવતા ૫૧

સુણ્યા ને યોગ્ય સુણવાને વિષય સઘળા તજીશ જ્યારે,
શકીશ મોહ પકને ત્યાગી ગૃહીશ વૈરાગ્ય ને ત્યારે ૫૨
બની શ્રુતીથી ચલીત તારી મતિ તે પાર્થ! દ્રઢ કરશે,
થશે સ્થિર તે સમાધિમા પછી તુ યોગ મેળવશે" ૫૩

અર્જુન–"પ્રભો! સ્થિર બુદ્ધિવાળાને હૃદય સમભાવમય જેના,
વચન, વર્તન અને લક્ષણ મને કેશવ! કહો તેના" ૫૪
શ્રીકૃષ્ણ–"મનુજ વૈરાગ્યને પામી તજે સ સાગ્ની જાળો,
ધરે આનદ જીવ માહી ગણો તે સ્થિર મતિવાળો ૫૫

તજે ઉદ્વેગ જે, "દુખમા સ્પૃહા સુખની બધી ટાળી,"
મટયો ભય રાગ ગુસ્સો તે મુની છે સ્થિર મતિશાળી ૫૬
થતા પ્રાપ્તી શુભાશુભની રહે છે વૃત્તિ સ્થિર જેની,
રહિત આશકિત સઘળાથી પ્રતિષ્ઠિત બુદ્ધિ છે તેની ૫૭

સમેટે કુર્મ નિજ અગો મનુજ એવુ કરી જ્યારે,
વિષયથી ઇંદ્રિયો ખેચે બને છે બુદ્ધિ સ્થિર ત્યારે ૫૮
ભુખ્યા રોગી વિષય છોડે છતા તેની કરે ભક્તિ,
પ્રભુના આત્મદર્શનથી તુટે એ પાર્થ ! આશક્તિ. ૫૯

કરે છે રોકવા યત્નો શરિરના અગને જાણી,
છતા વિદ્વાન ને બળથી જનારી ઇંદ્રિયો તાણી, ૬૦
કરી વશ ઇંદ્રિયો મુજને પરાયણ જે બને જ્યારે,
રહે સ્થિર ઇંદ્રિયો તેની બને છે બુદ્ધિ સ્થિર ત્યારે ૬૧

વિષય સ્મરતાજ આશકિત, ઉપજતી કામના તેથી,
નડે ત્યા વિઘ્ન તો ક્રોધી બને વ્યક્તિ અધિક એથી ૬૨
વધે છે મોહ ગુસ્સાથી ભમે મોડે સ્મરણશક્તિ,
વિનાશજ બુધ્ધિનો થઇને બને છે નષ્ટ તે વ્યક્તિ ૬૩

સદા જે આત્મને વશ છે રહિત છે રાગને દ્વેશે,
જીતી મન તે વિષય સેવી પરમ આનદને લેશે ૬૪
ખરો આનદ અતરનો મનુજના કષ્ટ દે ટાળી,
ત્વરિત બુધ્ધિ બને તેની ધનજય ! સ્થીરતા વાળી ૬૫

ન સ્થિર બુદ્ધિ અયુકતોની　ન થાયે ધ્યાન તેનાથી,
અને નવ ધ્યાન વણ શાતી　પછી સુખ હોય ત્યા કયાથી ૬૬
પિપાશુ કોઇ ઇદ્રિયને　કદી મન પાર્થ ! વશ થાયે,
જીતાયે બુધ્ધિ પણ તેથી　પવન જયમ નાવ લે જાયે ૬૭
રહે સર્વત્ર રોકેલી　વિષયથી ઇદ્રિયો જેની,
બરાબર સ્થીર છે બુદ્ધિ　બનેલી જાણવી તેની ૬૮
બધા પ્રાણી તણી રાત્રી　છતા ત્યા સયમી જાગે,
અને તેને જગત જાગે　સ્થિતિ તે રાત્રીવત લાગે ૬૯
અચળ હદ હોય સાગરને　સમાયે ત્યા બધા પાણી,
ઉઠેલી કામના દીલમા　સમાવે એમ જે જાણી
ચલિત ચિત થાય ના એથી　ખરી ત્યા શાતી સાપડશે,
રહી જ્યા ભોગની ઇચ્છા　ન ત્યા શાતી કદી જડશે ૭૦
મુકી ને કામના ઉરની　સ્પૃહા છોડી બધી ફરશે,
તજી મમતા અહતા તે　ખરી શાતીજ મેળવશે ૭૧
સ્થિતિ એ બ્રહ્મમય પામ્યો　પછી નવ મોહ ત્યા જામે,
નિધન કાળે દશા એવી　પુરૂષ તે મોક્ષને પામે" ૭૨

### અધ્યાય ૩ જો—**કર્મયોગ.**

**અર્જુન**–"તમે જો જ્ઞાન બુદ્ધિને　ગણો છો કર્મથી સારી,
મને આ ઘોર સગ્રામે　કરો કા યુક્ત ભયહારી ! ૧
વચન મિશ્રિત વદી આવા　કર્યું મોહ પામવા જેવુ,
મને કલ્યાણ છે શામા　કથો નિશ્ચય કરી તેવુ" ૨

શ્રીકૃષ્ણ–"પરમ પદ પામવા માટે જગતમા પાર્થ! બે દ્વારો,
પ્રથમ તો જ્ઞાન યોગજ છે સુમાર્ગ જ્ઞાનીનો ધારો
અને જે યોગી છે તેઓ મચ્યા રૂડે કર્મ યોગેથી,
સુણો હે પાર્થ! નિષ્પાપી! કહ્યા મે માર્ગ બે તેથી ૩

કરે નહિ કર્મ જે પુરૂષો નહી તે મોક્ષ મેળવશે,
તજે જે નિત્યના કર્મો ન તેથી મોક્ષ પણ મળશે ૪
મનુષ્યો કર્મ આચરતા નહિ પળવાર પણ અટકે,
ગુણો મૂળ પ્રકૃતિ કેરા પરણે કર્મમા પટકે ૫

સદા જે ઇંદ્રિયો ખાળી વિષય મનથી રહે જાણી,
વૃથા આચારવાળો એ મહામુઢ જાણ તે પ્રાણી ૬
ગણાયે શ્રેષ્ઠ તેનાથી વિષય આશક્તિને ખાળે,
ધરી કર્મેન્દ્રિયે કાબુ સદા જે કર્મ સંભાળે ૭

થયુ નિર્માણ ક્ષત્રિયનુ કરે તુ કર્મ એ સારૂ,
ન કરતા કર્મ કાયાનુ ન પોષણુ પાર્થ! થાનારૂ ૮
તજી યજ્ઞાર્થના કર્મો પડયા જનબંધને આજે,
મુકી ફળ વૃત્તિ તુ યજ્ઞે ઉભો થા! કર્મને કાજે ૯

પ્રજા યજ્ઞો સહિત સૃજતા પ્રજાપતિએ કહ્યુ ત્યારે,
"તમે સહુ મેળવો વૃધ્ધિ કરી આ યજ્ઞ સંસારે
મળે જયમ કામધેનુથી બધા ઇચ્છિત ફળો મળજો,
અને આ યજ્ઞ કરવાથી તમારા કષ્ટ સૌ ટળજો ૧૦

ખુશી યજ્ઞે કરી દેવા તમે તેની પ્રિતિ પામો,
પરસ્પર આમ સતોષે પરમ કલ્યાણુથી જામો ૧૧
બધા ઇચ્છિત ફળો દેશે ખુશી યજ્ઞે બની દેવો,
ન ફળ તે યજ્ઞમા અર્પે મનુષ્યો ચોર છે તેઓ" ૧૨

બને તે મુક્ત પાપોથી વધેલુ યજ્ઞનુ જમશે,
સ્વકાજે પાક કરનારા ઉદર નિજ પાપથી ભરશે ૧૩
શરીર પ્રાણી તણા ધાન્યે ઉપજતુ અન્ન પર્જન્યે,
પડે વરસાદ યજ્ઞેથી જરૂર છે કર્મની યજ્ઞે ૧૪

થયા છે બ્રહ્મથી વેદો અને સહુ કર્મ વેદેથી,
ગ્હ્યો છે બ્રહ્મ સર્વેમા ગણે યજ્ઞે વસ્યો તેથી ૧૫
જગતનુ ચક્ર આ ત્યાગી વિષયમા પાર્થ ! જે ફરતા,
રહ્યા પાપી જીવન ગાળી વૃથા આયુષ્ય તે ધરતા ૧૬

સકલ સતોષ ને તૃપ્તિ પ્રિતિ આત્મા થકી માને,
નથી કર્તવ્ય પણ કાઇ મનુષ્યો સર્વ તેવાને ૧૭
પુરૂષ જે હોય છે તેવા ન તેને કર્મથી બધો,
જગતમા પ્રાણીઓ સાથે ન કાઈ હોય સબધો ૧૮

તજી આશકિત ફળની તુ સદા કર્તવ્યમા પળશે,
કરીશ નિષ્કામ કર્મો તો પરમપદ તે તને મળશે ૧૯
વળી જનકાદિ સિદ્ધિને શકયા લઈ કર્મને વાટે,
તને છે યોગ્ય કર્મોને કરે એ લોક હિત માટે ૨૦

સુજન સિદ્ધાંત જે માને કરે છે આચરણ જેવા,
જગત તેનેજ અનુસરશે પ્રમાણો બાધશે તેવા ૨૧
કશાએ ઈષ્ટ કર્તવ્યો નથી ત્રણ લોકમા મારે,
અને બાકી ન કે તો એ કરૂ હુ કર્મ સંસારે ૨૨

તજી સઘળા પ્રમાદોને ન જો હુ કર્મને ધારૂ,
જગત મુજનેજ અનુસરશે નિહાળીને જીવન મારૂ ૨૩
બને લય લોકનો જો હુ કદી કર્મો તજી જાઉં,
સૃજીને વર્ણ શંકરતા પ્રજા હણનાર હુ થાઉં ૨૪

કરે અજ્ઞાની કર્મોને ધરી ઉર જેમ આશક્તિ,
ઘટે છે કર્મ જનહિતમા કરે નિર્લેપ જે વ્યક્તિ ૨૫
કરે આશક્તિથી કર્મો ન ભ્રમ ઉપજાવવો તેમા
કરી નિષ્કામ કર્મોને સુજન જગ પ્રેરતો એમા ૨૬

સકલ પ્રકૃતિના ગુણથી કરાયે કર્મ સંસારે,
અહંકારી અને મુઢ તો 'હુ કર્તા છુ' છતા ધારે ૨૭
ગુણો પ્રત્યે ગુણો વર્તે ગણી ગુણ કર્મના જ્ઞાતા,
પરંતપ પાર્થ! તે તાબે નથી કર્મો વિષે થાતા ૨૮

થતા ગુણથીજ કર્મોને 'કરૂ હુ' એમ પરમાણે,
ધરે આશક્તિ કર્મે તે ન ગુણ પ્રકૃતિના જાણે
ધનંજય! મંદ બુદ્ધિને રહ્યુ અજ્ઞાન છે જેને,
કદી પણ જ્ઞાની કર્મેથી ચલિત કરતો નથી તેને ૨૯

થના અધ્યાત્મ જ્ઞાને જે બધા કર્મો મને દઈને,
કરો સગ્રામ દુખ આશા અને મમતા રહિત થઈને ૩૦
વરતશે નિત્ય શ્રદ્ધાળુ ન આ મત દોષમય માની,
થનારી કર્મથી મૂકિત મનુષ્યો સર્વ તેવાની ૩૧

કરી આ પથમા શકા ન ત્યમ જે વર્તશે પ્રાણી,
ગણો મૂઢ, નાશ પામેલા દુષિત ચિત તેમના જાણી ૩૨
જગતમા પ્રકૃતિ પેરે બધા જીવ કર્મ આચરતા,
કરે નિગ્રહ પછી શુ ત્યા સુજન પણ કર્મ જ્યા કરતા ૩૩

વિષય જે ઇદ્રિયો કેરા સ્વભાવે રાગ ત્યા એને,
નડે છે 'રાગ' એ સઘળે થવુ વશ ના કદી તેને ૩૪
પરાયા ધર્મથી ન્યુન હો છતા નિજ ધર્મ સુખમય છે,
સ્વધર્મે છે નિધન સારૂ બીજા ધર્મે જરૂર ભય છે ' ૩૫

**અર્જુન**–"પુરૂષ પ્રભુજી ! બળદ પેઠે પરાણે યુક્ત જો થઈને,
સ્વઇચ્છાવિણ કહો શાથી પડે છે પાપમા જઇને ?" ૩૬
**શ્રીકૃષ્ણ**–' રજોગુણથી મદન ઉપજે, મદનથી ક્રોધ સસારે,
કરે પ્રવૃત પાપોમા અરિ એ એજ છે ભારે ૩૭

'મળે દર્પણ 'ધુમે અગ્નિ,' અને જ્યમ 'ગર્ભ ઓરેથી,'
પુરૂષનુ જ્ઞાન સતાયુ ધનજય ! 'કામ' છે તેથી ૩૮
સદા જ્ઞાની તણો વૈરી ન થાયે તૃપ્ત વિષયેથી,
મનુજના જ્ઞાન ઢકાયા મદન રૂપ અગ્નિ છે તેથી ૩૯

વળી મન, ઇન્દ્રિયો, બુદ્ધિ વસે એ કામ ત્રણ ઠામે,
ત્રણેથી જ્ઞાન ઢાંકતુ પછી જીવ મોહને પામે ૪૦
પરંતપ ! સર્વથી પહેલા નિયમમા ઇન્દ્રિયે રાખો,
હણે જે જ્ઞાન, અનુભવને પ્રથમ તે શત્રુ હણી નાખો ૪૧
શરીરથી શ્રેષ્ઠ ઇન્દ્રિય છે, અને છે શ્રેષ્ઠ મન તેથી,
મનેથી શ્રેષ્ઠ છે બુદ્ધિ તથા આત્મા રૂડો એથી ૪૨
ગણી એવુ જ બુધ્ધિથી મને બહુ સ્થીરતા ધારો,
મહા કષ્ટે જીતાયે તે મદનરૂપ શત્રુ સહારો" ૪૩

## અધ્યાય ૪ થો-કર્મ બ્રહ્માર્પણયોગ

**શ્રીકૃષ્ણ**-"નથી લય યોગ આ એવો, પ્રથમ મે સૂર્યને દીધો,
મનુ, ઇક્ષ્વાકુએ ત્યાથી ક્રમશ એને ગૃહણ કીધો ૧
યુગોથી પ્રાપ્ત યોગજ આ સકલ રાજર્ષિઓ જાણે,
ઘણા કાળે થયો તેનો વિનાશજ પાર્થ ! આ ટાણે ૨
પુરાતન યોગ સમજાવ્યો સખા જાણી તને આજે,
કહ્યુ ઉત્તમ રહસ્યજ આ તુ મારો ભક્ત તે કાજે' ૩
**અર્જુન**-'સુરજનો જન્મ તો પ્હેલા, થયો જગમા તમારાથી,
કથ્યો ત્યા યોગ આપે એ કહો સમજાય તે શાથી ?' ૪
**શ્રીકૃષ્ણ**-'જનમ તારા અને મારા, થયા જગમા ઘણા ભાઇ !
હુ જાણુ સર્વ જન્મોને નથી તુ જાણતો કાઇ ૫
હુ ઇશ્વર સર્વ જડ, જીવનો, જનન મૃત્યુ નથી મારે,
છતા હુ જન્મુ મમ માયા અને પ્રકૃતિ આધારે ૬

પ્રવર્તે ધર્મમા ગ્લાની અધર્મજ વિસ્તરે જ્યારે,
પરતપ શ્રેષ્ઠ હે ભારત ! ધરૂ છુ દેહ હુ ત્યારે ' ૭
"સુજનને તારવા કાજે વિનાશજ દુષ્ટનો કરવા,
યુગેયુગ દેહ હુ લઉ છુ જગતમા ધર્મ આદરવા" ૮

બધા મારા જનમ કર્મો યથાર્થજ જાણતા જેઓ,
બીજો અવતાર નહિ તેને મને પામે જરૂર તેઓ ૯
રહ્યા મમ આશ્રયે રીસને તજી ભય, રાગ અતરથી,
મને થઇ શુધ્ધ છે પામ્યા ઘણા જન જ્ઞાન રૂપ તપથી ૧૦

પુજે જન જે રીતે મુજને હુ તેને તેમ ભજનારો,
મનુષ્યો સર્વદા લે છે ધનજય ! માર્ગ જે મારો ૧૧
ચહે જે કર્મની સિદ્ધિ પુજન તે દેવનુ કરતા,
ત્વરાથી કર્મની સિદ્ધિ જગતમા તેજ મેળવતા ૧૨

સૃજી છે ચાર વર્ણો મે અહી ગુણ કર્મને ધારી,
હુ કર્તા છુ છતા મુજને અકર્તા જાણ અવિકારી ૧૩
સ્પૃહા નહિ કર્મના ફળની ન લેપન કર્મનુ મારે,
મને જે એમ જાણે તે ન બધો કર્મના ધારે ૧૪

કર્યા કર્મો મુમુક્ષોએ ધનજય ! પૂર્વજો જેવા,
ગણી આ શ્રેષ્ઠ મત મારો તમે કર્મો કરો તેવા ૧૫
શુ કર્મોને અકર્મો ત્યા મુઝાયા જ્ઞાનીઓ સારા,
કહીશ એ કર્મ પણ તુજને અશુભથી મુક્ત કરનારા ૧૬

શુભાશુભ કર્મના તત્વો સકલ છે જાણવા જેવા,
ગહન ગતિ કર્મથી તેથી અકર્મે તત્વ પણ તેવા ૧૭
'અકર્મે કર્મ' ને 'કર્મે અકર્મોને નિરખનારો,'
મનુજ તે જ્ઞાનીને યોગી અને સહુ કર્મ કરનારો ૧૮

રહિત છે કર્મ, "સૌ ઇચ્છા અને સંકલ્પથી જેને,
બળ્યા જ્ઞાનાગ્નિથી કર્મો સુજન 'પંડિત' કહે તેને ૧૯
તજી આશક્તિ, આશ્રયને સદા સંતોષ જે ધારે,
કરે જન કર્મ તે તોએ ન કરતો કાંઇ સંસારે ૨૦

તજે જે સર્વ સંગ્રહને તજી આશા સુદૃઢ મનથી,
પુરૂષ તે પાપ નવ પામે ભલે કર્મો કરે તનથી ૨૧
યદૃચ્છાએ મળે તેમાં પરમ સંતોષ જે જાણે,
અસિદ્ધિ સિદ્ધિ કર્મોની સદા સમભાવ ત્યાં આણે

રહિત છે તાઢ તડકાથી નથી ઈર્ષા રહી જેને,
પુરૂષ તે કર્મ આચરશે છતાં બંધન નથી તેને ૨૨
પુરૂષ નિર્લેપ જે જ્ઞાને રહે સ્થિર છોડી આશક્તિ,
કરે છે કર્મ યજ્ઞે તે રહિત કર્મે બને વ્યક્તિ ૨૩

અનળ, વસ્તુ, અને અર્પણ તથા છે બ્રહ્મ યાજ્ઞીક જે,
અને એ બ્રહ્મ કર્મોથી મળે છે સ્થાન બ્રહ્મજ તે ૨૪
ઉપાસે દૈવ યજ્ઞોને પરંતપ ! યોગીઓ જ્યારે,
સમર્પે યજ્ઞથી યજ્ઞો બીજા બ્રહ્માગ્નિમાં ત્યારે. ૨૫

દીએ સયમ–અનલ માહી કઇક જન ઇદ્રિયો ભાઇ!
વિષય શબ્દાદિને હોમે કઈક ઇદ્રિય–અનલ માહી ૨૬
અનલ જે આત્મ સયમનો પ્રકટતો જ્ઞાનને જોમે,
કઇક જન પ્રાણ, ઇદ્રિયના બધાએ કર્મ ત્યા હોમે ૨૭

વળી સ્વાધ્યાય, ધન, યોગે, તપેથી યજ્ઞ કૈ કરતા,
અને યતિઓ કઇક છે તે કઠિન વ્રતને ય આદરતા ૨૮
અપાન, પ્રાણ વાયુનો પરસ્પર હોમ કો પાળે,
પરાયણ પ્રાણ વ્યાયામી ઉભયની તે ગતિ ખાળે ૨૯

નિયત ખાનાર પ્રાણોને સમર્પે પ્રાણમા જેઓ,
થતો ક્ષય પાપનો તેથી કરે છે કર્મ સૌ તેઓ ૩૦
સુધા સમ શેષ યજ્ઞનુ જમે તે બ્રહ્મમા મળશે,
કરે નવ યજ્ઞ તેને આ ન જગ તો સ્વર્ગ શુ મળશે? ૩૧

પ્રકારો યજ્ઞના સઘળા વર્યા બ્રહ્મ મુખડેથી,
થનારા યજ્ઞ સહુ કર્મે તુ જાણી મુક્ત થા! તેથી ૩૨
સરસ ધનયજ્ઞથી "યજ્ઞો જગતમા જ્ઞાનના થાયે,"
ધનજય! જ્ઞાનમા એવા બધાએ કર્મ રહી જાયે ૩૩

શીખી લે જ્ઞાન જ્ઞાનીથી નમન, પ્રશ્નો, કરી સેવા,
તને એ જ્ઞાન જ્ઞાનીને શીખવશે તાત્વીકો એવા ૩૪
નિહાળીશ હુ અને તુજમા બધી વસ્તુ અને પ્રાણી,
ફરી નવ મોહ પામીશ તુ પરતપ! જ્ઞાન એ જાણી ૩૫

કદાપી સર્વ પાપોથી હશે તુજ પાપ જો ભારે,
છતા આ જ્ઞાન નૌકા તે સકલ પાપાબ્ધિથી તારે ૩૬
બને છે ભસ્મ કાષ્ટોની પ્રજળતા અગ્નિથી જેવી,
થનારી ભસ્મ કર્મોની જરૂર જ્ઞાનાગ્નિથી તેવી ૩૭

પવિત્રજ જ્ઞાનના જેવુ બીજુ નવ વિશ્વની સામે,
સમય પર યોગ સાધે તે સ્વય એ જ્ઞાનને પામે ૩૮
નિયમમા ઇંદ્રિયો, શ્રદ્ધા, સુદ્રઢતા જ્ઞાનમા જામી,
પરમ શાતી મળે તેને પરતપ! જ્ઞાન એ પામી ૩૯

અશ્રદ્ધા ને વળી સશય તથા અજ્ઞાન છે જેને,
ઉભય લોકો નથી તેના અને સુખ ના મળે તેને ૪૦
તજ્યા છે યોગથી કર્મો ગયા છે સશયો જ્ઞાને,
ન બાધે કર્મ તે જનને રહે જે આત્મ અભિમાને ૪૧

થયો અજ્ઞાનથી સશય નિવારી જ્ઞાન અસીએથી,
કરો નિષ્કામ કર્મોને ધનજય! યુદ્ધ કર તેથી" ૪૨

## અધ્યાય ૫ મો-કર્મ સન્યાસયોગ

**અર્જુન**-"વખાણી ત્યાગ કર્મોનો, વખાણો યોગને આજે,
વદો નિશ્ચય કરી બેમા પ્રભો! શુ શ્રેષ્ઠ મુજ કાજે" ૧

**શ્રીકૃષ્ણ**-"પરતપ! એ ઉભય રસ્તે જરૂર કલ્યાણ મળનારૂ,
છતા સન્યાસને ત્યાગી કરે તુ કર્મ એ સારૂ ૨
નહિ ઇર્ષા અને સ્પૃહા ખરો સન્યાસ તે ધારો,
સુખેથી બધનો તજીને પુરૂષ તે મુક્ત થાનારો. ૩

ન પંડિત સાખ્ય કે યોગે કદીએ ભિન્નતા ભાળે,
મળે ફળ બેઉના તેને ગમે તે માર્ગને પાળે ૪
પમાયે સ્થાન સાખ્યે જે મળે તે યોગથી ધારો,
યથાર્થજ તેજ જાણે છે ઉભયને એક ગણનારો ૫

ધરે સન્યાસ, વિણ યોગે બને તે દુખનો ભાગી,
ગૃહે પદ બ્રહ્મનુ જલદી ખરો યોગી અને ત્યાગી. ૬
જીતેન્દ્રિય શુધ્ધ ને યોગી ગણે સહુ દેહી નિજ જેવા,
કરે કર્મો છતા તેમા નહિ લેપાય જન તેવા ૭

સુણે, દેખે, ગૃહે, સ્પર્શે, સુઘે, ચાલે, ઉઘે, ખાતા,
વદે કે શ્વાસ લે, ત્યાગે નયન ખુલિ બધ થઇ જાતા ૮
વિષય એ અગના તેમા પ્રવર્તે ઇદ્રિયો જાણે,
નથી હુ કાઇપણ કરતો પુરૂષ તે એમ ઉર આણે ૯

સમર્પે બ્રહ્મમા કર્મો તજી ફળનીજ આશક્તિ,
કમળવત પાપ કે પુણ્યે નહિ લેપાય તે વ્યક્તિ ૧૦
તજી આશક્તિ ઇદ્રિયને શરીર, મન, બુદ્ધિને વાટે,
કરે છે કર્મને યોગી હૃદયની શુદ્ધિને માટે ૧૧

તજીને કર્મના ફળને પુરૂષ જે કર્મથી જામે,
પરમ શાતી તણુ પદ તે નિરજન બ્રહ્મને પામે ૧૨
'કરે નહિ કર્મ' યા 'કર્મો કરે ફળમા ધરી ભકિત,'
પરંતપ! કર્મ કરવાથી પડે તે બધને વ્યકિત. ૧૩

તજી મનથી બધા કર્મો જીતેન્દ્રીય સર્વ સુખ વરતો,
વસ્યો નવ દ્વાર મય દેહે ન તે દેહી કશુ કરતો
વળી ફળ કર્મના યોગો નથી કિરતાર સૃજનારો,
સકલ કર્તૃત્વને કર્મો સ્વભાવેથી નિપજનારો ૧૪

ગૃહે જીવ પાપ પુણ્યોને જગત મોહ્થી ગણે એવુ,
છુપ્યુ ત્યા જ્ઞાન અજ્ઞાને ગૃહે આત્મા ન કે તેવુ ૧૫
મટયુ અજ્ઞાન જ્ઞાનેથી સુરજ સમ જ્ઞાન જ્યા વ્યાપે,
ધનજય ! પ્રાણ સર્વેથી રૂડો દર્શાવી તે આપે ૧૬

ધરે અનુરકિત, મન નિષ્ઠા મતિ પણ પ્રાણને ઠામે,
મટયા છે જ્ઞાનથી પાપો પુરૂષ તે મોક્ષને પામે ૧૭
વિનયી ને જ્ઞાની બ્રાહ્મણમા તથા ચડાળને શ્વાને,
ધરે સમ દૃષ્ટિ ગજ, ગાયે ધનજય ! પડિતો જ્ઞાને ૧૮

જીત્યો સસાર આ લોકે રહ્યા સ્થિર સામ્યમા જેઓ,
સમાનજ ને વિમળ બ્રહ્મે થયા સ્થિત જાણવા તેઓ ૧૯
અપ્રિય, પ્રિય વસ્તુ મેળવતા ખુશી ઉદ્વેગ નવ કાંઈ,
પુરૂષ બ્રહ્મજ્ઞ, સ્થિર એવા રહ્યા છે બ્રહ્મમા ભાઈ ! ૨૦

બહિર્મુખ જે વિષય તેમા ન રાખે લેશ આશકિત
લીએ જે આત્મ અનુભવને ગૃહે છે મોક્ષ તે વ્યકિત ૨૧
વિષય સ્પર્શે સુખો ઉપજે જનમ ને નાશવાળા તે,
રમે જ્ઞાનિ નહિ તેમા ગણી ભોગો દુખાળા છે. ૨૨

મદન ને ક્રોધના વેગો મરણ પહેલા સહે જેઓ,
પુરૂષ ગણ તેજ કહેવાયે સુખી ને યોગી પણ તેઓ ૨૩
ધરી આરામ, સુખ દીલમા સદા જ્ઞાનેથી ભાસે છે,
પુરૂષ તે બ્રહ્મરૂપ યોગી પ્રભુપદમા નિવાસે છે ૨૪
નિમગ્નજ સર્વના હિતમા સુકર્મી, વ્હેમ હિણુ જેઓ,
થયુ વશ ચિત્ત ઋષિ એવા ગૃહે છે મોક્ષને તેઓ ૨૫
મદનને ક્રોધ સહુ ત્યાગી યતિ જે પ્રાણને જાણે,
અચળ ચિતના બધી સ્થિતિમા વસે તે બ્રહ્મ નિર્વાણે ૨૬
ભ્રમર મધ્યે નયન માહી નજર સ્થિર જે કરી નાખે,
અપાને પ્રાણમા સમતા બહિર્મુખ સૌ વિષય ગખે ૨૭
મટ્યા ભય, ક્રોધ ને ઇચ્છા જીત્યા મન,અ ગ,મતિ,વાણી,
મુની એવા મુમુક્ષુ તે સદાએ મુક્ત લ્યો જાણી ૨૮
મહેશ્વર સર્વ લોકોનો તથા તપ યજ્ઞ ગૃહનારો,
હૃદય મુજને ગણે મહુનો મુની તે શાતી વરનારો ૨૯

## અધ્યાય ૬ ઠ્ઠો—આત્મ સ યમયોગ

**શ્રીકૃષ્ણ**—"ક્રિયા, અગ્નિ ન જો રાખે, ન જાણો યોગી તે વ્યક્તિ,
ખરો યોગી કરે કર્મો તજી ફળનીજ આશક્તિ ૧
નહિ તે યોગી થઇ શકતો ન જે સ કલ્પ તજનારો,
કથે 'સ ન્યાસ' જગ જેને પરતપ ! યોગ તે ધારો ૨
સુપદ યોગીતણુ ગૃહવા જગતમા કર્મ સાધન છે,
ગ્રહે છે જ્ઞાન, શમ, દમથી થયો યોગસ્થ તે જન છે. ૩

મનુષ્યો દેહના વિષયો અને કર્મે ન જોડાતો,
તજે સંકલ્પ સહુ ઉરના પુરૂષ તે યોગી કહેવાતો ૪
"મનજ છે માનવી કેરૂ સખાને શત્રુએ તેથી,
કરો ઉદ્ધાર એ મનથી સ્વનાશજ ના કરો એથી" ૫

જીત્યું મન તે સખા જેવું પુરૂષને પાર્થ ! સંસારે,
જીતાયું હોય ના મન તો ગણજ શત્રુ તણી સારે ૬
સુખે, દુખ, માન, અપમાને જીતી મન શાંત રહેનારો,
સમાનજ ઉષ્ણતા, થંડી પ્રભુ તેની સમિપ ધારો ૭

શિલા, માટી, કનક સરખા જીતેન્દ્રિય, તૃપ્ત જે જ્ઞાને,
કથાયે યોગ આરૂઢ તે અડગ છે આત્મ અભિમાને ૮
સખા, શત્રુ, ઉદાસીન તે અપાપી, પાપીઓ જેને,
સમાનજ સર્વજન, બંધુ કહું છુ શ્રેષ્ઠ હું તેને ૯

તજી સંગ્રહ અને આશા, નિયમમાં રાખી ચિત, કાયા,
થવું પ્રવૃત્ત યોગીએ ગૃહી એકાંતની છાયા ૧૦
પવિત્રજ સ્થાનમાં દર્ભે મૂકી મૃગચર્મ સુખકારી,
બિછાવી તે પરે વસ્ત્રો પરમ એકાગ્રતા ધારી ૧૧

ક્રિયા ચિત, અંગની ખાળી મનોનિગ્રહ સદા કરવો,
હૃદયની શુદ્ધિને માટે મનુષ્યે યોગ આદરવો ૧૨
અચળ-સ્થિર દેહ, શિર કરવા દિશાથી દૃષ્ટિને વારી,
ધનંજય ! નાશીકા અગ્રે નજર દ્રઢતા વડે ધારી. ૧૩

ધરી મન, ચિત્ત મુજ માહી વિષયમા ના જવુ વહીને,
અભય થઇ શાત માગમા પરાયણ બેસવુ થઇને ૧૪
સદા મન રાખતો મુજમા ધરે જે ચિત્તમા દૃઢતા,
પરમ નિર્વાણુની શાતી ખરા તે યોગી મેળવતા ૧૫

અતિ ઉઘતા, ન લે નિદ્રા, ઘણુ ખાતો, નિરાહારી,
શકે નહિ એ પુરૂષ સાધી જગતમા 'યોગ' ગુખકારી ૧૬
સમાનજ ખાન પાને જે કરે સહુ કર્મ તન મનના,
સમાનજ જાગ્રતા, નિદ્રા હણે દુખ 'યોગ' તે જનના ૧૭

કરી વશ યોગથી ચિત્તને સદા આત્મા વિષે વાળે,
ગણાયે યુકત આત્માથી વિષયની જે સ્પૃહા ખાળે ૧૮
કરીને યોગ આત્માનો સદા દૃઢ ચિત્ત જે થાયે,
'અનિલ નહિ ત્યા દિપક સ્થિર છે' પુરૂષ સ્થિર તેમ કહેવાયે ૧૯

થયુ સ્થિર ચિત્ત યોગેથી સ્વચિતન સર્વથા ટાળે,
હૃદયથી દેખી આત્માને ખરૂ સુખ દેહીમા ભાળે ૨૦
નહિ અગો શકે જાણી પરતુ બુદ્ધિ પરમાણે,
થઈ સ્થિર ના ચળે યોગી અપારજ આત્મ સુખ જાણે ૨૧

સ્થિતિ પામ્યા પછી તેવી બીજા સહુ તુચ્છ સુખ ભાખે,
પડે પરિતાપ તે સમયે અડગ દૃઢતા દિલે રાખે ૨૨
મળે દુખ ના ગણે તોયે સ્થિતિ એ 'યોગ' તે સાચો,
મલિનતા ચિત્તથી છાડી રહી દૃઢ યોગને રાચો ૨૩

ચહે જે યોગ, 'સંકલ્પે થતી ઇચ્છાજ પરહરવી,'
ધનંજય! મન વડે સઘળી નિયમમાં ઇન્દ્રિયો કરવી. ૨૪
વિનયી, ધિર બુધ્ધિથી મનને ચલિત વસ્તુ થકી ખ ળે,
ન ચિંતન અન્યનું કરતા હૃદય ઘનશ્યામમાં વાળે ૨૫

ચલિત,અસ્થિર,વિષય મનથી સ્મરી જે યોગને છોડે,
કરી મન મુકત વિષયોથી સદા નિજ આત્મમાં જોડે ૨૬
અતિ મન શાંતતાવાળુ રજોગુણ ના રહ્યા જેને,
અપાપી–બ્રહ્મરૂપ યોગી મળે છે આત્મ સુખ તેને ૨૭

તજીને પાપ પુણ્યોને સદા મન આત્મમય કરતો,
કરીને બ્રહ્મ અનુભવ તે પરમ સુખ સર્વ મેળવતો ૨૮
થયો જે યુકત યોગે તે ધરે સર્વત્ર સમદૃષ્ટિ,
સકલમાં દેખતો નિજને અને નિજમાં બધી સૃષ્ટિ ૨૯

જગત મુજમાં રહ્યુ ભાળે મને સર્વત્ર જોનારો,
નથી હું ભિન્ન તેનાથી ન તે મુજથી જુદો ધારો ૩૦
મને બ્રહ્માંડ વ્યાપીને પુજી કર્મે પ્રવર્તે છે,
કરે સહુ કાર્ય તે યોગી છતાં મુજમાંજ વર્તે છે ૩૧

સકલ પ્રાણી પદાર્થોને પડે સુખ શોક નિજ જેવા,
ગણે છે એમ જે યોગી કહ્યા મે શ્રેષ્ઠજન તેવા" ૩૨
અર્જુન–"સરળતાથી કથ્યો આપે, પ્રભો ? આ યોગ મુજ સારૂ,
ચલિત મનને લીધે દૃઢ એ રહે નહિ એમ હું ધારૂ" ૩૩

**શ્રીકૃષ્ણ**–ચળાવે ઇંદ્રિયો એવુ, પ્રબળ દૃઢ મન પ્રમાણુ છુ,
અનિલવત તે જીતી લેવુ મહા શ્રમસાધ્ય જાણુ છુ ૩૪
કઠીન મન સાધવુ એમા નહિ સશય જરાયે છે,
છતા વૈરાગ્ય, અભ્યાસે અડગ મન તે જીતાયે છે. ૩૫

અસાધ્યજ યોગ છે તેને નહિ મન જે શકે મારી,
જીતી મનનેજ પુરૂષાર્થી શકે છે યોગ ઉર ધારી" ૩૬
**અર્જુન**–"ચલિત મનથી,ચળ્યો યોગે, છતા શ્રદ્ધા દિલે જામે,
મળે ના પૂર્ણતા યોગે પુરૂષ તે શી દશા પામે? ૩૭

સ્થિતિ પામ્યા વિના યોગે અતિ મૂઢ બ્રહ્મ અભ્યાસે,
ઉભય જગથી વિમુખ જન તે છુટો થઇ અભ્રવત નાશે? ૩૮
પ્રભો! છેદો કૃપાથી આ થયો સશય હવે મારે,
વિકટ એ ભેદ હણનારો ન તમ વણ કોઇ સસારે" ૩૯

**શ્રીકૃષ્ણ**–"મળેના દુર્દશા તેને કરે જે કાર્ય શુભ જાણી,
ધનજય! આ ઉભય લોકે ન પામે નાશ તે પ્રાણી ૪૦
મળે છે પુણ્યવતાને પરમ સ્થળ તે પુરૂષ લે છે,
રહી સ્વર્ગે, ધનિક કુળમા સુજન થઈ તેજ જન્મે છે ૪૧

ધિમત્, યોગી તણા કુળમા અગર તે દેહ લે ધારી,
દશા એ પાર્થ! સસારે અતી દુર્લભ અને સારી ૪૨
હતી પૂર્વાશ્રમે બુદ્ધિ ધનંજય! તે ફરી પામે,
અધૂરો યોગ છે ત્યાથી ફરી અભ્યાસમા જામે. ૪૩

વળી તે પૂર્વ અભ્યાસે પુન યોગેજ પ્રેરાયે,
પિપાશુ યોગનો જન તે પરમ પદને તરી જાયે. ૪૪
ધરી બહુ યત્ન, અભ્યાસે નહિ જે પાપમા ભળશે,
અધિક જન્મો ધરી યોગે થઈ રૂઢ મોક્ષ મેળવશે ૪૫

તપસ્વી, કર્મરત, જ્ઞાની, બધાથી શ્રેષ્ઠ છે યોગી,
બની જા પાર્થ ! તુ તેથી ખરેખર યોગ ઉપભોગી ૪૬
ધરી મારા વિષે શ્રધ્ધા સદા મુજનેજ ભજનારો,
બધા યોગી વિષે તેને ધનજય! મે ગણ્યો મારો" ૪૭

## અધ્યાય ૭ મો–**જ્ઞાનયોગ**

શ્રીકૃષ્ણ–"રહી મુજ આશ્રયે મુજને, ભજીને યોગ ધારેથી,
તજી સહુ ભેદ સમજીશ તુ મને કેવા પ્રકારેથી ૧
અને વિજ્ઞાન સહ સઘળુ કથુ હુ જ્ઞાન તે લેશે,
પછી ના જાણવુ બાકી તને જગમા કશુ રહેશે ૨

કરે છે જ્ઞાન સિદ્ધિમા હજારે યત્ન કો પ્રાણી,
અને તે સિધ્ધમાથી એ વિરલ મુજને શકે જાણી ૩
ભૂમિ,જળ, ગર્વ, નભ, અગ્નિ, ધી, મન, વાયુ ધનુર્ધારી !
બધા એ આઠ ભેદોની બની છે પ્રકૃતિ મારી ૪

કનિષ્ટજ પ્રકૃતિ આ છે, હવે જે વિશ્વને ધારે,
સુણો એ પ્રાણ રૂપ પર છે બીજી સારી સ્થિતિ મારે ૫
બધા ભુત જન્મ છે પામ્યા ઉભય એ પ્રકૃતિમાથી,
પિતાએ સર્વ જગનો હુ પ્રલય પણ થાય મારાથી ૬

હશે કૈ શ્રેષ્ઠ મારાથી નથી બ્રહ્માડમા એવુ,
જગત મુજમા પરોવાયુ મણિ સુત્રે રહે તેવુ ૭
"પ્રણવ વેદો વિષે હુ છુ" "નરે પુરૂષત્વ" 'રસ જળમા,"
"નભે રૂપ 'શબ્દ' છે મારૂ" "પ્રભા'હુ ચદ્રરવિ સ્થળમા "૮

'અનલમા'તેજ''તપ'ઋષિના' 'ધરામા ગધ' જે સારી,
'જીવન સહુ પ્રાણીમા છે તે' ધનજય! પ્રકૃતી મારી ૯
સકલ પ્રાણી પદાર્થોનુ 'સનાતન તત્વ' હુ જાણો,
ધીમત્ તેજસ્વીની 'શક્તિ' સ્વરૂપ તે મારૂ પરમાણો ૧૦

રહિત કદર્પ, રાગેથી રહ્યુ બળવતમા 'બળ' જે,
ભુતોના ધર્મ અનુકુળતે 'મદન' રૂપ મારૂ નિશ્ચળ છે ૧૧
ત્રિગુણ ભાવો અને વસ્તુ બધા મુજથી સૃજાયા છે,
ન તેમા હુ વસ્યો છુ, તે બધા મુજમા સમાયા છે ૧૨

ત્રિગુણ ભાવો પદાર્થો તે જગતને મોહમા તાણે,
ન તેથી જન્મ મૃત્યુથી રહિત રૂપ મારૂ કો જાણે ૧૩
કઠિન તરવી પડે મારી જગતને પાર્થ! આ માયા,
તરે છે તેજ મુજ ચર્ણે સમર્પે પ્રાણ, મન, કાયા, ૧૪

કરે દુષ્કર્મ મુઢ, નિચને હરાયુ જ્ઞાન માયાથી,
ન પામે એ મને પાપી અધમ ભાવો નઠારાથી ૧૫
દુખી, જીજ્ઞાસુને જ્ઞાની પદાર્થોમાજ આશક છે,
ચતુર્વિધ પુણ્યશાળી એ બધા મારા ઉપાસક છે. ૧૬

સકલમા ભકતને જ્ઞાની મને ભજનાર છે સારો,
હુ પ્રિય અત્યત જ્ઞાનીને અને જ્ઞાની મને પ્યારો ૧૭
મનુજ એ શ્રેષ્ઠ છે સર્વે પરતુ જ્ઞાનનો સ્નેહી,
મને ઉત્તમ ગણી મુજમા રહે દ્રઢ તેજ મમ દેહી ૧૮

ઘણા જન્મો પછી જ્ઞાની મને એ પામનારો છે,
જગત જે વિષ્ણુમય જાણે મહદજન તેજ સારો છે ૧૯
વિવિધ કૈ કામનાઓથી ભજે છે અન્ય જે દેવો,
બની નિજ પ્રકૃતિ તાબે નિયમ તેવા ગૃહે તેઓ ૨૦

ધનજય! એ રીતે જેઓ ધરી શ્રધ્ધા પુજે જેને,
અચળ શ્રદ્ધા હુ અર્પુ છુ જરૂર તે દેવ પર તેને ૨૧
મનુજ શ્રધ્ધાળુ થઇ પોતે પછી જે દેવ આરાધે,
કર્યા નિર્માણ મે વિષયો જરૂર તે ત્યા થકી સાધે ૨૨

ચલિત ફળ, ને મતિ ન્યુન છે બધા ફળ સાધનારામા,
પુજક દેવોતણા દેવે વસે મુજ ભકત મારામા ૨૩
પરમ ઉત્તમ, અમર, મારો ન જાણે ભાવ જે પ્રાણી,
મને અવ્યકતને પ્રકટયો મહા મુઢ એમ લે જાણી ૨૪

છવાયા યોગ માયાથી નહિ મુજને જનો દેખે,
અને તે જન્મ મૃત્યુથી રહિત મુજને નહિ લેખે ૨૫
સકળ પ્રાણી પદાર્થો જે ત્રણે કાળે થયા, થાશે,
હુ જાણુ સર્વ પણ મુજને ન કોથી પાર્થ! નિરખાશે ૨૬

ઉપજતા દ્વદ સુખ દુખના ધનજય! દ્વેશ, ઈચ્છાથી,
ચળીને ઇષ્ટ નિશ્ચયમા ભ્રમિત જન થાય તેનાથી ૨૭
ધરી દ્રઢવૃત સદા મોહથી ધનજય! જે નિરાળો છે,
રહિત થૈ પાપથી ભજતો મને તે પુણ્યવાળો છે ૨૮
જરાને મૃત્યુથી છુટવા સવેળા છાય મુજ ધારે,
સમજતો બ્રહ્મકર્મો તે તથા અધ્યાત્મ સસારે ૨૯
મને 'અધિદૈવ' 'અધિમૂતને વળી 'અધિયજ્ઞ' જે માણે,
પરોવી ચિત્ત તે મુજમા મને પામી મને જાણે" ૩૦

અધ્યાય ૮ મો–**અક્ષર બ્રહ્મયોગ**

**અર્જુન**–"પ્રભો! અધિદેવ, અધિભૂતને, કહો અધ્યાત્મ તશાને?
તથા શુ બ્રહ્મ કે'વાયે હૃદય તે મારૂ નવ જાણે ૧
વળી અધિયજ્ઞ શુ દેહે શુ તેનો ધર્મ કાયાથી?
જીત્યુ ચિત અત કાલે તે તમોને જાણતો શાથી?" ૨

**શ્રીકૃષ્ણ**–"અમર જે બ્રહ્મના ભાવો, બધા અધ્યાત્મ લ્યો ધારી,
અને તે 'કર્મ' જે કૃત્યો ભુતોત્પાદક, પ્રલયકારી ૩
ધનજય! તે અધીભુત છે અમર દેહે ન જે કાંઈ,
અધીદૈવત કહ્યો દેહી અને અધિયજ્ઞ હુ ભાઇ! ૪
નિધન કાળે મનુષ્યો જે કરી મારૂ સ્મરણ મરતા,
ન સશય પાર્થ તે! સઘળા પરમ રૂપ મારૂ મેળવતા ૫
મનુષ્યો તેમને પામે નિધન કાળે સ્મરે જેને,
જીવનમા ભાવના તેવી સદા એ હોય છે તેને ૬

સદાકાળે સ્મરી મુજને ઉભો થા પાર્થ ! સગ્રામે,
મુકી મન બુદ્ધિ મારામા અસશય તુ મને પામે ૭
નહિ ચિત અન્યમા જેનુ રહે રત યોગ અભ્યાસે,
પરમ દૈવી પુરૂષમા તે મને સ્મરનાર જે વાસે ૮

અનાદિ, સુક્ષ્મતર, શાસક અને સર્વજ્ઞ રવી જેવો,
સ્મરે છે જ્ઞાનીઓ સઘળા અકલ્પીત તે પુરૂષ એવો ૯
ભ્રમર મધ્યે રહે ખેચી સદા જીવ યોગ ભક્તિથી,
પુરૂષ દૈવી અચળ મનથી પમાયે તેજ વ્યક્તિથી ૧૦

પુજે છે બ્રહ્મચર્યે કૈ, કહે વેદજ્ઞ 'અવિનાશી',
પ્રવેશે છે યતિ જેમા કથુ તે ધર્મ અભ્યાસી ! ૧૧
ધરીને તાળવે જીવને અને મન અતરે વાળી,
બની સ્થિર યોગ જે લે છે શરીરના દ્વાર સહુ ખાળી ૧૨

પછી બ્રહ્માક્ષરી વાણી સ્મરીને 'ओ३म' મરનારો,
મને અતે ભજે છે તે પરમપદ પ્રાપ્ત કરનારો ૧૩
નહિ ચિત અન્યમા રાખે મને સ્મરવા બને ઘેલો,
ધનજય ! યોગી એવાને મને મેળાવવો સ્હેલો ૧૪

પરમ સસિદ્ધિ પામેલા વસે છે સર્વ મુજ ધામે,
ચલિત દુખશોક રૂપ જન્મો ફરી તેઓ નહિ પામે ૧૫
સકળ બ્રહ્માડના લોકો પુન જન્મો બધા ધારે,
મને પામ્યા પછી જન્મો ન એવા કાઈ સસારે ૧૬

હજારજ યુગતણી રજની દિવસ બ્રહ્મા તણો જાણે,
મનુષ્યો, સર્વ રીતના તે દિવસને રાત્રી પરમાણે ૧૭

ઉપજતી સુક્ષ્મ તત્વેથી બધી વ્યકિત દિવસ[1] થાયે,
અને [1]રજની થતા પાછો વિલય તેમાજ થઇ જાયે ૧૮

થતા [1]રજની બધા ભુત આ બની પરવશ વિલય થાશે,
દિવસ[1] આવે ભુતો પ્રકટે અનુક્રમ એમ સમજાશે ૧૯

પરમને સુક્ષ્મથી પર જે સનાતન તત્વ છે ભારે,
કદાપિ નાશ નહિ તેનો પ્રલય ભુતનો બને ત્યારે ૨૦

અમર અવ્યકત તત્વજ એ પરમગતિરૂપ અને સારૂ,
ગૃહી તેને ન જીવ જન્મે પરમ એ શ્રેષ્ઠ સ્થળ મારૂ ૨૧

પરમ એ ધામમા સઘળા વસ્યા ભુત દૈવી શકિતથી,
અને એ તત્વ ભુત માહી મળે તે શુદ્ધિ ભકિતથી ૨૨

વિદેહી યોગી નવ જન્મે મરેલા જન્મ લે જયારે,
હવે તે કાળને માટે તને કહેવુ ઘટે મારે ૨૩

છ માસો ઉત્તરાયણના, અનળ,દિન,અગ્નિને તેજે,
તજે તન બ્રહ્મવિદ જન તે ગૃહે પદ બ્રહ્મનુ સ્હેજે ૨૪

નિશા, ધુમ, કૃષ્ણ પક્ષોને, છ માસો દક્ષિણાયનના,
તજે તન ચંદ્ર જગ માહી થવાના જન્મ તે જનના ૨૫

જગે 'શુકલા' અને કૃષ્ણા' ગતિ બે પાર્થ ! કહેવાયે,
પ્રથમ ગતિએ નહિ જન્મો બીજીથી જન્મ બહુ થાયે ૨૬

---

૧ બ્રહ્માનો દિવસ તથા રાત્રી

ગતિ જાણે યથાર્થજ આ ન મોહે યોગી જે વ્યકિત,
સદા માટે ઉરે ભરી લે ધનજય! યોગ અનુરકિત ૨૭
તપે, યજ્ઞે અને વેદે તથા છે પુણ્ય જે દાને,
અને તે પુણ્યનુ ફળ તે તરાયે પાર્થ! આ જ્ઞાને
ધનજય! જ્ઞાન આ સઘળુ અહા! જે યોગીમા જામે,
સનાતન-વિશ્વ મુળભુત જે પરમ મહાધામ તે પામે" ૨૮

## અધ્યાય ૯ મો—રાજવિદ્યા રાજ ગુહ્યયોગ.

**શ્રીકૃષ્ણ**"કથુ એ બે ગતિ કાજે હૃદય તુજ શુદ્ધ તે સારૂ,
મહા ગુઢ જ્ઞાન દઉ તેનુ અશુભથી મુકત કરનારૂ ૧
પુનિત, પ્રત્યક્ષ ને ઉત્તમ અમર,અતિ ગુપ્ત,પ્રિયમારૂ,
અને એ જ્ઞાન સુખદાઈ સકલ વિદ્યા થકી સારૂ ૨
પરતપ! જ્ઞાન રૂપ ધર્મે પુરૂષ શ્રધ્ધા નહિ ધારે,
મને નહિ પામતા પાછા જનમતા તેજ સસારે ૩
રહી અવ્યકત આ સૃષ્ટિ કરી છે વ્યકત મે ભાઇ!
ભુતો મુજમા સમાયા છે, સમાયો હુ નથી કયાહી ૪
વળી નથી એ ભુતો મુજમા તુ જો!મહા યોગ એ મારો,
પિતા ભુતનો છતા મુજને નમાત્રજ તે વિષે ધારો ૫
મહા, સર્વત્ર ફરનારો અનિલ છે ભવ્ય આકાશે,
ધનજય! તે પ્રકારેથી ભુતો મુજમા બધા વાસે ૬
થતા ક્ષય કલ્પનો સઘળા ભુતો મુજમા વિરામે છે,
ફરીથી કલ્પ પ્રારભે હુથી તે જન્મ પામે છે ૭

રહી મુજ પ્રકૃતિ તાબે સદા આશ્રય ગૃહે મારો,
પરમ સમુદાય આ ભુતનો નિરતર હુજ સૃજનારો ૮
ઉદાસિન થઇ કરૂ કર્મો ન રાખુ લેશ આશકિત,
મને બધન કરી શકવા નથી એ કર્મમા શકિત ૯

પરતપ ! પ્રકૃતિ મારી ચરાચર વિશ્વ સરજાવે,
અને એ હેતુથી જગને વિવિધ પ્રવૃત્તિઓ ભાવે ૧૦
ભુતેશ્વર હુ છતા પર છુ નથી કૈ જાણી એ શકતા,
વસ્યો હુ દેહમા તેની અવજ્ઞા તે થકી કરતા ૧૧

વૃથા છે જ્ઞાન ને આશા વૃથા છે કર્મ તે જનના,
અસુરી પ્રકૃતિ તાબે રહ્યા જન જે દુષિત મનના ૧૨
ગૃહીને પ્રકૃતિ દૈવી સુજન સઘળા મને સ્મરતા,
ભુતોના આદી રૂપ મુજને અમર ગણીનેજ અનુસરતા ૧૩

સતત કિર્તન, અડગ વૃતને મનો નિગ્રહ સદા સાધે,
સમર્પિ ચિત્ત મુજ માહી મને તે વદી આરાધે ૧૪
અભેદાભાવથી, જ્ઞાને અને કઇ દ્વૈત ભાવેથી,
પુજે છે વિશ્વ રૂપ મારૂ બીજા પણ કૈ પ્રકારેથી ૧૫

સ્વધા, ઔષધ, ક્રતુ, અગ્ની, હવન, ઘૃત સર્વ તે પણ હુ,
ધનજય ! હુજ સસારે બરેખર મત્ર પોતે છુ ૧૬
જગતનો હુ પિતા, માતા, પિતામહ, શ્રેષ્ઠ હુ કર્ત્તા,
ત્રિવેદો, 'ઓ૩મ' તે હુ છુ ધનજય ! હુજ છુ ભર્તા. ૧૭

તથા જગની ગતિ, પાળક, પ્રભુ, સાક્ષી નિધાનજ હું,
સુહૃદ,અવ્યય,બી'ને આશ્રય, પ્રલય ઉત્પત્તિ સ્થાનજ હું ૧૮
અસત્,સત્,મૃત્યુ ને અમૃત સલિલ આકર્ષનારો હું,
રવિરૂપથી તપી જળને પુન વર્ષાવનારો હું ૧૯

પીએ સોમાકં વેદજ્ઞો રહિત જે સર્વ પાપોથી,
પુજે તે યજ્ઞથી મુજને શકે લઈ સ્વર્ગને જેથી
પુનિત જન ઇદ્ર લોકે એ સરસ સુર ભોગ મેળવતા,
ફરી જન્મે જગતમાહી કરેલા પુન્ય મહુ ટળતા ૨૦

સકામજ કર્મ રૂપ ધર્મો કથ્યા ત્રણ વેદના પાળે,
પડે જન કામના વાળા જનમને મૃત્યુ જ જાળે ૨૧
ઉપાસે જે મને યોગી સદા મુજને અતિ સ્મરતો,
હુ તેના યોગ–ક્ષેમોનુ રહુ નિત્યે વહન કરતો ૨૨

પુજે જે અન્ય દેવોને પરમ શ્રદ્ધા અને ધ્યાને,
રહ્યા તે સૌ પુજી મુજને પરોક્ષજ પાર્થ ! અજ્ઞાને ૨૩
પ્રભુ, હુ યજ્ઞનો ભોક્તા જગત મુજમા વિરામે છે,
મને નહિ તત્વથી જાણે ફરી તે જન્મ પામે છે ૨૪

ભુતો, પિતૃ અને દેવો તથા મારી પુજા કરતા,
પુજે જન 'ઇષ્ટ' કહી જેને મનુજ તે ધ્યેય મેળવતા ૨૫
કુસુમ, ફળ, પત્ર, જળમુજને સમર્પે પૂર્ણ ભક્તિથી,
ધનજય ! હુ સ્વિકારૂ તે હિએ નિજ યત્ન,શક્તિથી ૨૬

તુ કર્મો, ભોગ, જે હોમે મને દે અર્પી તે માટે,
તથા તપ દાન પણ સઘળા કરે જે ધર્મની વાટે ૨૭
શુભાશુભ કર્મ બધનથી ટળી મુજને તુ મેળવશે,
થઇ રત યોગ સન્યાસે વિષયથી તુ સદા ટળશે. ૨૮

સમાનજ સર્વમા હુ છુ પ્રિયાપ્રિય નામ ને કાઇ,
વધારે ભક્ત મુજમાહી અધીક હુ ભક્તમા ભાઇ! ૨૯
દુરાચારી પુરૂષ પણ જો મને નિષ્ઠાથી ભજનારો,
અડગ તે નિશ્ચયી જનને રૂડો સાધુ સદા ધારો ૩૦

બને તે શીઘ્ર સદ્‌ગામી અને પામે સદા શાતિ,
ખરો તે ભક્તજન મ રો ન પામે નાશ કે ભ્રાતી ૩૧
સ્ત્રિઓ, વૈશ્યો, અને શુદ્રો, પડયા નિચ યોનીમા પાપે,
છતા મુજ છાય તે જનને પરમપદ મોક્ષને આપે ૩૨

કથુ શુ ભક્ત, બ્રાહ્મણને પછી રાજર્ષિઓ કાજે,
ચલિત દુખ લોક આ પામી હવે ભજ તુ મને આજે ૩૩
પુજન, વદન અને ભક્તિ તથા મન દે મને ખતે,
પરાયણ પાર્થ! થઈ મુજમા મને તુ પામશે અતે ૩૪

## અધ્યાય ૧૦ મો–વિભૂતિયોગ.

શ્રીકૃષ્ણ–"ફરી સુણ શ્રેષ્ઠ મમવાણી ધરી તુજ શ્રેય અભિલાષા,
અતિ પ્રિય તુ મને તેથી મને તુજ મોક્ષની આશા. ૧
પ્રભા મુજ ભાળવા રૂષિ કે ન ચાલે કાઇ સુરગણનુ,
હુ દેવો ને મહર્ષિનુ ધનજય! આદી કારણ છુ ૨

અજન્મા ને અનાદિ હુ મહેશ્વર રૂપ મને જાણે,
ટળે પાપો સકળ તેના ન તેને મોહ પણ તાણે ૩
ક્ષમા, નિર્મોહ, સુખદુખને અભય,ભય,બુધ્ધિ,ઉત્પત્તિ,
સ્થિતિ,શમ,જ્ઞાન, દમ, સઘળુ તથા સત્વાદિ જે વૃત્તિ ૪

અહિસા, દાન, તપ, સમતા, ઉપજતા ભાવ ઉર જેથી,
યશાયશ, તુષ્ટતા જનમા થતી મારા સ્વભાવેથી ૫
મહષિ, સાત મનુ સઘળા કુમારો ચાર સનકાદિ,
થયા મમભાવથી જેથી થઇ જગની પ્રજા આદિ ૬

વિભૂતિ યોગ એ મારો યથાર્થજ જે સમજનારો,
બને છે યુક્ત મારામા નહિ સશય જરા ધારો ૭
સકલ ઉત્પત્તિ મુજથી ને હુથી છે વિશ્વપ્રવૃતિ,
ધીમાનો યુક્ત થઈ મુજમા સદા મારી કરે ભક્તિ ૮

દઇ મન, પ્રાણુ મારામા પરસ્પર બોધ મુજ દે છે,
કથન મારૂ કરી તુષ્ટિ અને આનદ તે લે છે ૯
મને, જે યુક્ત થઇ મુજથી પ્રિતિ રાખી સદા સ્મરતા,
હુ દઉ છુ યોગબુધ્ધિનો મને તે તેથી મેળવતા ૧૦

રહ્યો દેહી રૂપે હુ જે પુરૂષના જ્ઞાનને સારૂ,
ઉજ્વળી જ્ઞાન રૂપ તેનુ સકળ અજ્ઞાન સહારૂ” ૧૧
**અર્જુન**–“અજન્મા, નિત્ય ને દૈવી તમે બ્રહ્માડ સ્થાપક છો,
પરમ સ્થળ ને પુરૂષ આદિ તમે બ્રહ્માડ વ્યાપક છો ૧૨

અસિત, નારદ અને દેવલ તથા મુનીવ્યાસ પણ જેવુ,
કથે છે આપને જેવા કથ્યુ આજે તમે તેવુ ૧૩
ન જાણે દેવ કે દૈત્યો પ્રકટ રૂપ નાથ! આ તારૂ,
કથો છો આપ જે વચનો બધા હુ સત્ય તે ધારૂ ૧૪

ભુતોત્પાદક! નરાધીપ હે! જગાધિશ! દેવના સ્વામી!
તમે તમને શકો જાણી બીજો જાણે ન સુખધામી! ૧૫
તમે દૈવી વિભુતીથી રહ્યા છો જગતમા વ્યાપી,
કથન તેનુ બધુ કરવા સમર્થજ આપ નિષ્પાપી ૧૬

કહો કેવી રીતે ધ્યાને તમોને જાણીને સ્મરવુ,
તમારૂ શા પ્રકારેથી સ્તવન મારે સદા કરવુ ૧૭
તમારો યોગ વિભુતિનો કહો તમ વાકય-ધારાથી,
ન પામુ તૃપ્તિ હુ વચનો સુણુ તો એ તમારાથી' ૧૮

શ્રીકૃષ્ણ-"વિભુતી દિવ્ય જે મારી કથુ અતિશય વધારે છે,
નથી મારી પ્રભુતાનો કશો છેડો લગારે છે ૧૯
ભુતોના અતને આદી તથા અતેજ હુ પોતે,
અને ભુતના હૃદય માહી વસ્યો છુ પ્રાણ રૂપજ્યોતે[1] ૨૦

હુ આદિત્યો વિષે 'વિષ્ણુ' 'રવિ'સહુ જ્યોતિમા ભાઇ!
મરૂતોમા 'મરીચી' હુ 'શશી નક્ષત્ર સૌ માહી ૨૧
સ્વરૂપ મુજ 'ઈંદ્ર' દેવોમા ભુતોમા 'દિવ્યચેતન' હુ,
વસ્યો છુ 'સામ' વેદે હુ અને ઇંદ્રિય વિષે 'મન' હુ ૨૨

૧ જ્યોતે-જ્યોતમા-જ્યોત રૂપે

'કુબેર'જ યક્ષ ને દૈત્યે હુ 'શકર' સર્વ રૂદ્રોમા,
વસુમા 'અગ્નિ તે હુ છુ અને 'મેરૂ' ગિરિઓમા ૨૩
'બૃહસ્પતિ' હુ પુરોહિતમા સરોવરમાહી 'સાગર' છુ,
અને સેનાની સર્વેમા ધનજય! 'સ્કધ' તે નર હુ ૨૪

તથા 'જપ યજ્ઞ' હુ યજ્ઞે 'હિમાલય' જડ નિશાનીમા,
'ભૃગુ' છુ હુ મહર્ષિમા અને 'ઓમ્'કાર વાણીમા ૨૫
બધા દેવર્ષિમા 'નારદ' તરૂમા 'પિપળો' જાણો,
ગવૈયે 'ચિત્રરથ,' સિધ્ધે 'કપિલ'મુજનેજ પરમાણો ૨૬

હુ અશ્વે છુ 'ઉચ્ચૈશ્રવા' નરોમા 'નૃપ' મને ધારો,
ગજે છુ હુજ 'ઐરાવત' જનમ સાગર થકી મારો ૨૭
વળી હુ 'વજ્ર' હથિયારે 'પ્રજનક દર્પ' હુ કામે,
છુ ગાયે 'કામધેનુ' ને હુ સર્પે 'વાસુકી' નામે ૨૮

હુ નાગે 'શેષ,' 'જળચરનો 'વરૂણ' હુજ શ્રેયકર ભાઈ!
હુ પિત્રે 'અર્યમા' જાણો અને 'યમ' સયમી માહી ૨૯
પશુમા 'કેસરી' હુ ને 'ગરૂડ' પક્ષી બધાઓમા!
અને હુ 'કાળ' છુ પોતે તથા 'પ્રહ્લાદ' દૈત્યોમા ૩૦

પ્રવાહે 'જાહ્નવી', મત્સ્યે 'મગર', હુ 'રામ' અશીધરમા,
'અનિલ' તે હુજ છુ પોતે સકળ વસ્તુ પુનિતકરમા ૩૧
સકળ અધ્યાત્મમા મારૂ સ્વરૂપ 'વિદ્વાનની વાણી'
સ્થિતિ, ઉત્પત્તિ, લય ત્રણનો સ્વભાવજ લ્યો મને જાણી. ૩૨

સમાસે 'દ્વંદ્વ' રૂપ મારૂ 'અ' કારજ અક્ષરો માહી,
હુ છુ સર્વત્ર મુખવાળો અમર પણ 'કાળ' હુ ભાઇ ! ૩૩
ક્ષમા, ને ધૈર્યે, સુદરતા ધી, કિર્તિ, ને સ્મરણ શક્તિ,
પ્રલય કર મૃત્યુ, ભાવીમા થનારાની, હુ ઉત્પત્તિ ૩૪

સહુ છદે હુ 'ગાયત્રી' હુ મત્રે છુ 'બૃહત્સામે,
રૂતુમા હુ 'વસત' જ છુ હુ મહિને 'માર્ગશિર' ઠામે ૩૫
કવિમા 'શુક્ર' હુ પોતે તથા છુ 'પાર્થ' પાડવમા,
મુનીમા 'વ્યાસ' રૂપ મારૂ અને છુ 'કૃષ્ણ' યાદવમા ૩૬

'પ્રભા' હુ તેજવાનોની જુગારો સર્વમા 'ધુત' હુ,
હુ જય, ઉદ્યમ હુ, ને નરમા વસ્યુ તે 'સત્વ' અચ્યુત હુ ૩૭
જીતેન્દ્રિયમા 'નીતિ' હુ છુ અને જે 'જ્ઞાન' જ્ઞાનીમા,
હુ 'શિક્ષા' સર્વ શાસકમા, અને છુ 'મૌન્ય' વાણીમા ૩૮

સકલ ભુતનુ 'પરમબીજ' હુ વળી ચૈતન્ય, જડ કાઇ,
રહ્યુ 'અસ્તિત્વ' જે ત્યા તે સ્વરૂપ મુજ એજ છે ભાઇ ! ૩૯
ન છેડો આ વિભુતિનો અધિક નહિ હુ કથુ એથી,
જરૂર પુરતુ કહ્યુ તુજને તને ઉપયોગનુ તેથી ૪૦

વળી ઐશ્વર્ય, સુદરતા તથા બળ તેજમય જેઓ,
બધા મુજ અશથી જન્મ્યા ગણો રૂપ મારૂ છે તેઓ ૪૧
અધીક સહુ વસ્તુઓ આવી તુ જાણે લાભ શુ તેથી ?
જગત ધારી રહેલો હુ બધુ મુજ એક અશેથી" ૪૨

## અધ્યાય ૧૧ મો–**વિશ્વરૂપદર્શનયોગ.**

**અર્જુન**–"પરમ અધ્યાત્મજ્ઞાનેથી ભરી વચનો કહ્યા આપે,
તૂટયો છે મોહ મમ તેથી થયો હુ મુક્ત સતાપે ૧
જીવો સહુની તમારાથી સુણી મે નાશ, ઉત્પત્તિ,
તમારી સાભળી સઘળી અમરતા ને મહદ શકિત ૨

તમારી દિવ્ય કાયાનુ પ્રભો ! વર્ણન કર્યું જેવુ,
હૃદયથી ભાળવા ઈચ્છુ સ્વરૂપ હુ આપનુ તેવુ ૩
નિહાળી જો શકુ તમને અને મારા મટે પાપો
અમર તમ દેહનુ મુજને જરૂર દર્શન હવે આપો" ૪

**શ્રીકૃષ્ણ**–"જુદા દવી પ્રકારાને અનતજ આકૃતીવાળો,
હજારો આ રૂપો મારા સુખેથી પાર્થ ! તે ભાળો ૫
મરૂત, વસુ, રૂદ્ર, આદિત્યો અસખ્યજ અશ્વિની દેખો
તથા આશ્ચર્ય આ સઘળા પરમ આનદથી પેખો. ૬

જગત એકત્ર છે સઘળુ નિહાળો પાર્થ ! મમ દેહે,
તથા જે અન્ય ઇચ્છે તે ખુશીથી જો સદા સ્નેહે ૭
જુએ ઐશ્વર્ય યોગોનુ નયન દૈવી દઉ તેથી,
ન એ રૂપ દેખવા શકિત તને આ ક્ષુદ્ર આખેથી" ૮

**સજય**–"કહી એવા વચન કૃષ્ણે પછી દેખાડી નિજ કાયા,
નિહાળી પાર્થ ! એ રૂપને હૃદયમા ખૂબ ગભરાયા ૯
મહા અદ્દભુત સ્વરૂપ અતિશે નયન, મુખને અલકારો,
ઉગામ્યા આયુધો કરમા પ્રબળ તેજસ્વી તે ધારો ૧૦

સજ્યા વસ્ત્રો અને માળા પરમ આશ્ચર્ય, ભરપુરને,
અપારજ તેજ, અતિ ચદન ઘણા મુખ દિવ્ય એ ઉરને ૧૧
હઝારો સૂર્ય આકાશે કદી સાથેજ પ્રકટાવે,
પરમ એ તેજથી ત્યારે પ્રભા પ્રભુની મળી આવે ૧૨

વિભક્તજ દેહ છે જેની અને જે દેવના સ્વામી,
પ્રભુના એક ભાગે છે જગત એ જોયુ શીર નામી ૧૩
રૂવાટા છે ઉભા ઉરના પછી વિસ્મિત બની ભારે,
નમી એ હાથ જોડીને વચન અર્જુન વદ્યા ત્યારે" ૧૪

"ચળાચળ ભુત સમુહ સર્પો સ્વરૂપ દેવો રૂષિવાળુ,
કમળના આસને બ્રહ્મા નિયતા સર્વના ભાળુ ૧૫
ન આદી, મધ્ય પણ પેખુ નથી છેડો હવે જેને
સ્વરૂપ નહિ અત, બહુ બાહુ ઉદર ભુજ નેત્ર, બહુ તેને ૧૬

અનળ ને સૂર્યસમ કાતી મુકુટ ચક્રો ગદાધારી,
પ્રકાશિત સર્વ બાજુથી નયન નીરખી રહે હારી ૧૭
નિધાનજ વિશ્વના અવ્યય અમર,શાશ્વત,પરમ ભાસે,
અનાદી ધર્મ ગોપ્તા ને સ્વરૂપ તમ યોગ અભ્યાસે ૧૮

રહિત મધ્યાત આદીથી અનતજ બાહુબળવાળા,
તપે જગ સૂર્ય શશી નેત્રે મુખે છે અગ્નિની જ્વાળા ૧૯
તમે છો અતરીક્ષે ને દિશા સહુ,સ્વર્ગ સહિમા,
ત્રિલોકો કપતા રૂપ એ નિહાળી અલ્પ દષ્ટિમા ૨૦

પ્રવેશે આપમા દેવો સ્તુતિ ભયગ્રસ્ત થૈ કરતા,
મહર્ષિ, સિદ્ધ 'જય થાઓ' વદી તમને સદા સ્મરતા ૨૧
મરૂત, વસુ, રૂદ્ર, આદિત્યો અસુર ને સિદ્ધ, યક્ષાદિ,
રવિતન, વિશ્વ દેવોને બધાએ સાધકો આદી. ૨૨

જુએ વિસ્મિત બની સિદ્ધો અનિ મુખ નેત્રભુજ ધારી,
ઉદર બહુ પાય ને દતો વ્યથા કર દેહ ભયકારી ૨૩
પ્રભો ! નભસ્પર્ષી આ કાયા પ્રકાશીત ચક્ષુ,મુખ,વાળી,
ધીરજ, શાતી મટે ભયથી શકુ તે દેહ કયમ ભાળી ! ૨૪

પ્રલય–અગ્નિ સમા મુખમા દીસે છે દાઢ ભયકારી,
હુ કયા છુ તે નહિ જાણુ કૃપા કર કૃષ્ણ ! ગિરિધારી ૨૫
બધા નૃપ, કર્ણ, કૌરવને સુભટ મમ યુદ્ધ વેશે છે,
મહાવીર, ભિષ્મ, દ્રોણાદિ તમારામા પ્રવેશે છે ૨૬

ભયાનક દાઢમય મુખમા ત્વરાથી તે ધસી જાયે,
પડયા જે દતમા તેના શરીર સૌ ચુર્ણ નિરખાયે ૨૭
નદી, જળ સાગરો પ્રત્યે વહે છે ને સદા વ્હેશે,
તમારા પ્રજ્વલિત મુખમા મહાવીર વિશ્વના પેશે ૨૮

દીપકમા વેગથી પડતા પતગો નાશને સાટે,
જગત પણ આપના મુખમા પડે નિજ હ્રાસને માટે. ૨૯
જગત સહુ મેરથી ભક્ષી પ્રખર મુખથી પ્રજાળો છો,
ઉજાળી ઉગ્ર કાતીથી સકળ સસાર બાળો છો ૩૦

સુરાધિક ! હુ નમુ તમને સ્વરૂપ તમ ઉગ્ર નિષ્પાપી !
કૃપા કરીને કહો મુજને તમે છો કોણુ જગ વ્યાપી ?
જગતના આદી રૂપ દેવી તમે છો કોણુ એ વ્યક્તિ,
નથી હુ જાણુતો કેશવ ! તમારી દિવ્ય પ્રવૃત્તિ ૩૧

**શ્રીકૃષ્ણ**–"અતિશે વૃદ્ધિ પામેલો પ્રબળ હુ 'કાળ' ક્ષયકારી,
પ્રજાને ભક્ષવા કાજે અહી પ્રવૃત્તિ છે મારી ૩૨
ન લડશે તોય તુ સઘળુ રિપુનુ સૈન્ય મરવાનુ,
ભુમિ, સમૃદ્ધિને કાજે ઘટે યુદ્ધે વિચરવાનુ

પરતપ ! પ્રાપ્ત યશ કરવા તુ યુદ્ધે એક ચિત્તજ થા,
રિપુ તુજ મે હણેલા છે છતાએ તુ નિમિત્તજ થા ૩૩
જયદ્રથ, કર્ણ ભિષ્માદિ અને યુદ્ધાર્થી છે જેઓ,
વિજય તારોજ છે અતે, હણ્યા છે સર્વ મે તેઓ" ૩૪

**સજય**–'અતિશે પાર્થ ભય પામ્યો, વચન કેશવ તણા જાણી,
પ્રણામો કૃષ્ણને કરીને બિહકે ગદગદ વદ્યા વાણી" ૩૫
"જગત તમ કિર્તિથી હર્ષે પુજે તમને પ્રિતિ પામે,
નમે સિદ્ધો, દિશાઓમા અસુર ભય પામીને નાસે ૩૬

અસત્ સત્ સર્વથી પર છો તમે પરબ્રહ્મ મહાસ્વામી !
તમે આદિ વિધાતાના નમે જગ યોગ્ય શિરનામી ૩૭
તમે છો વદ્ય ને વેત્તા પરમ જગના નિધાનજ છો,
કર્યું જગવ્યાપ્ત હે સ્વામી ! તમે મહા દિવ્યસ્થાનજ છો ૩૮

અનાદિ દેવ હે! આદિ તમે પ્રાચિન પુરૂષજન છો,
પ્રજાપતિ ને પિતામહના પિતા બહુવાર વદન હો ૩૯
વરૂણ, શશિ, અગ્નિ ને વાયુ અતિબળ વિર્ય હુ દેખુ,
તમે છો સર્વ રૂપ સ્વામી! સમાનજ સર્વમા પેખુ ૪૦

નમુ પૃષ્ટે, મુખે તમને ન મહિમા આપનો જાણી,
સખા ગણિ 'કૃષ્ણ' 'યાદવ' એ પ્રમાદે હુ વદ્યો વાણી ૪૧
ક્ષુધા, એકાત, શૈયાસન વિહારે કે પ્રકટ સ્થળમા,
અનાદર મે કીધો તેની ક્ષમા ચહુ નાથ! આ પળમા ૪૨

ચરાચર લોકના સૃષ્ટા ગુરૂ, પ્રિય, પુજ્ય ને સાથી,
ન તમ જેવો ત્રિલોકે તો તમારાથી અધિક કયાથી? ૪૩
અસાધારણ પ્રભાવાળા પ્રભુને દેહ આ ઢાળી,
'દયા કરજો' કહી વદુ પુજાને યોગ્ય વનમાળી

પરસ્પર મિત્ર, તનુ તાતે, પ્રિયા પતિથી દયા સાધે,
દયા તેવી રીતે કરજો તમે મમ સર્વ અપરાધે ૪૪
ન પૂર્વે જોયુ એવા આ સ્વરૂપથી હર્ષ બહુ આવ્યો,
થયુ મન વ્યગ્ર બહુ ભયથી અસલ રૂપ પાછુ દર્શાવો ૪૫

જગતના વાસ રૂપ ઇશ્વર ફરી થઇ 'કૃષ્ણજી' આવો,
મુકુટ ચક્રો ગદાધારી ચતુર્ભુજ આપ થૈ જાઓ ૪૬
હજારો બાહુવાળા હે સ્વરૂપ તુજ તેજ હુ યાચુ,
અને ઓ વિશ્વ મુર્તિ! હુ સદા તેના થકી રાચુ" ૪૭

**શ્રીકૃષ્ણ**– 'પરમરૂપ આદ્ય તેજસ્વી, ન જોયુ કોઇએ મારૂ,
કૃપાથી આત્મ યોગે તે બતાવ્યુ શોક હરનારૂ ૪૮
મહા તપ, યજ્ઞ ને દાને ક્રિયા કે વેદ અભ્યાસે,
પરમ તેજસ્વી મમ રૂપ એ જગે નહિ અન્યને ભાસે ૪૯

કહી આવુ પુન કૃષ્ણે બતાવ્યુ ભવ્ય રૂપ ભારી,
દીધા આશ્વાસનો તેને અસલ કાયા ફરી ધારી
તને આ ઘોર સ્વરૂપેથી વિમુઢતા,દુ ખ નવ થાઓ,
પ્રિતિથી મૂળ સ્વરૂપ ભાળો ! સકળ ભય તે ટળી જાઓ " ૫૦

**સ જય**–"વચન એવા વદી અચ્યુત, અસલ રૂપમા ફરી વ્યાપ્યા,
વળી થઇ સૌમ્ય અર્જુન ને ઘણા આશ્વાસનો આપ્યા " ૫૧
**અર્જુન**–"થયો દૃઢ સ્વસ્થ હુ પાછો તને અવલોકી વનમાળી !
મટયો ભય, સૌમ્ય કાતી આ તમારી નેત્રથી ભાળી " ૫૨

સ્વરૂપ એ ભાળવા દેવો સદા ઝખી રહે જેને,
ન રૂપ જે તુ હવે દેખે અશકયજ દેખવુ તેને ૫૩
કરે તપ હોમ કે દાનો અગર તો પાર્થ ! વેદેથી,
નહિ રૂપ એ શકે દેખી નિરાશજ થાય તુ તેથી ૫૪

અનન્યજ ભકિત–તત્વેથી હુ એવો ભવ્ય દેખાઉ,
તથા જાણી શકાઉ ને પરતપ પાર્થ ! વશ થાઉ ૫૫
મહદ મુજને ગણી, "કર્મો મને દઇને,' કરે ભકિત,
મને પામે પુરૂષ તેવા તજી ઉર વેર આશકિત" ૫૬

## અધ્યાય ૧૨ મો–**ભક્તિયોગ.**

**અર્જુન**–"અમર અવ્યક્ત ઇશ્વરની સદા ઉરમા કરે ભક્તિ,
અને તુજ સેવકો, એમા સરસ કઇ યોગમા વ્યક્તિ?" ૧

**શ્રીકૃષ્ણ**–"પરમ શ્રદ્ધા ધરી નિત્યે, મને થઈ યુક્ત સ્મરનારો,
અને આવેશ મુજ કાજે ગણ્યો તે યોગી મે સારો ૨

પરમ, અવ્યક્ત, અક્ષરને અચળ સઘળે રહ્યુ વ્યાપી,
નહિ વર્ણન બને જેનુ અચિંત્યજ,નિત્ય,નિષ્પાપી ૩

કુટસ્થજ તત્વ એ સેવી જીતી અંગો ધરે સમતા,
કરે કલ્યાણ સહુ ભુતનુ મને તે સર્વ મેળવતા ૪

પડે છે કલેશ પરિશ્રહે ધરે જે ખૂબ આશકિત,
ગતિ અવ્યકતની કષ્ટે શકે જાણી બધી વ્યકિત ૫

પરાયણ થાય જે મુજમા મને સહુ કાર્ય અર્પે છે,
કરી મુજ ધ્યાન, યોગેથી હૃદય મુજને સમર્પે છે ૬

હૃદય આવેશ છે છાયો ધનંજય! સર્વ મુજ સારૂ,
મરણ મય વિશ્વ સાગરથી હુ તેને શિઘ્ર ઉદ્ધારૂ ૭

પરંતપ! તેથી મન બુધ્ધિ મને દે અર્પી હે ભાઈ!
શરીર તુ ત્યાગી ને મુજમા રહીશ સંશય ન ધર કાઇ ૮

તને જો ચિત્ત મારામા નશકિત હોય સ્થિર કરવા,
ધનંજય! યોગ અભ્યાસે પ્રયત્નો કર મને વરવા ૯

અશકિત હોય એ કામે કરો સહુ કાર્ય મુજ માટે,
કરીશ મુજ કાજ કર્મો તો ગૃહિશ તુ શાંતી એ વાટે ૧૦

ન એવી હોય જો શકિત રહો મુજ યોગને શરણે,
તજી ફળ કર્મની ઈચ્છા જીતી મન આણ મુજ ચરણે ૧૧
સુખદ છે 'ધ્યાન' જ્ઞાનેથી સરસ છે 'ત્યાગ' તો તેથી,
તજે જે કર્મના ફળને શકે તે શાતિ લઇ એથી ૧૨

કરૂણ ને મિત્રતાવાળો તજી અભિમાન મમતાને
ક્ષમા, સમતા, સુખાસુખથી ભુતોથી દ્વેશ નહિ માને ૧૩
સદા યોગી, જીતેન્દ્રિયને અડગ, સતોષ, નિશ્ચય છે,
મને, મન બુધ્ધિ દે અર્પી મને એ ભક્ત બહુ પ્રિય છે ૧૪

દુખી જેથી નથી લોકો ન લોકોથી દુખી જેઓ,
રહિત ભય, હર્ષ દુખ દ્વેશે મને પ્રિય જાણવા તેઓ ૧૫
સ્પૃહા ત્યાગી, ઉદાસીન ને ચતુર દુખ મુકત જે પ્રાણી,
તજ્યો આરભ કર્મોનો મને પ્રિય તેજ લ્યો જાણી ૧૬

ન ઇચ્છા શોક કે ઈર્ષા શુભાશુભ ત્યાગનારો છે,
ન હર્ષે ભકત જે એવો મને ખુબ તેજ પ્યારો છે ૧૭
સખા ને શત્રુ, શિત ઉષ્ણે સુખાસુખ, માન અપમાને,
સ્તુતી નિદા, સકળ દ્વદે સદા સમભાવ જે માને ૧૮

સદા સર્વત્ર સતોષી, મુની સ્થિરબુધ્ધિમય, વ્યક્તિ,
મને પ્રિય ગૃહવિહિન નર જે સદા મારી કરે ભકિત ૧૯
કથ્યુ આ ધર્મ–અમૃતને ધરી શ્રદ્ધા ભજે જેઓ,
પરાયણ ભકત જે મુજમા મને અત્યત પ્રિય તેઓ" ૨૦

## અધ્યાય ૧૩ મો—ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિભાગયોગ.

**અર્જુન**—"પુરૂષ ક્ષેત્રજ્ઞ શુ પ્રભુજી ? અને શુ પ્રકૃતિ કાયા ?
વળી શુ જ્ઞાન, જ્ઞેયજ છે કથો તે સર્વ જગરાયા !" ૧

**શ્રીકૃષ્ણ**—"શરીર રૂપ ક્ષેત્રનો જ્ઞાતા જુદો જે દેહથી માનો,
પરતપ ! પ્રાણુ એ તેને કથે 'ક્ષેત્રજ્ઞ' વિદ્વાનો ૨

બધા ક્ષેત્રો વિષે આત્મા રહેલો તે મને ધારો,
શરીર ને પ્રાણુની સમજણ ખરૂ એ 'જ્ઞાન' મત મ્હારો ૩
વિકારો, ભેદ શા તનમા શરીર શુ છે અને કેવુ ?
તથા આત્મા પ્રભા તેની કથુ સક્ષેપમા તેવુ ૪

અચળ જે બ્રહ્મ સુત્રોના સયુકિતક સો વચન દ્વારા,
વિવિધ રીત, છદથી રૂષિઓ કથે તેના સ્તવન સારા ૫
મહાભુત, ઈંદ્રિયો ઈચ્છા, અહતા, પ્રકૃતિ, મન છે,
તથા શર ધર્મ ઈંદ્રિયના સુખાસુખ, દ્વેષ ને તન છે ૬

ધીરજ, ચૈતન્ય એ સઘળા વિકારો ક્ષેત્રના ભાઈ !
કથ્યા સક્ષેપમા આજે હવે કહુ જ્ઞાન સુખદાઈ ૭
અહિસા ને ગુરુ ભકિત ક્ષમા સાથે પ્રમાણીકતા,
પુનિત ઉર, આત્મ નિગ્રહને સરળતા, નમ્રતા, સ્થિરતા ૮

અહતા, ત્યાગ ઇંદ્રિયના, વિષય ઉરથીજ પરહરવા,
જનન,દુખ ને જરા, વ્યાધી, મરણુના દોષને સ્મરવા ૯
સ્ત્રી, ગૃહ ને પુત્ર આદિકથી તજે આશક્તિ ને મમતા,
શુભાશુભની થતા પ્રાપ્તી સદા દીલમા રહે સમતા ૧૦

અનન્યજ યોગથી મુજમા અટળ રાખી રહે ભકિત,
પુનીત સ્થળમા વસે, ત્યાગી, મનુષ્યોથી અનાશકિત ૧૧
સમજવુ જ્ઞાન તત્વોનુ થવુ રત આત્મજ્ઞાનેથી,
ખરૂ એ 'જ્ઞાન' છે, ઉલટુ બધુ 'અજ્ઞાન' છે એથી ૧૨

હવે જે 'જ્ઞેય' ને જાણી પડે જગ મોક્ષની વાટે,
અસત્ સત્ જે નથી એવો કથુ તે બ્રહ્મને માટે ૧૩
ભુજા, પગ, નેત્ર, શીર, કર્ણો અને સર્વત્ર મુખધારી,
જગત ઘેરી રહેલુ તે ધનજય ! છે નિરાકારી ૧૪

ન ઇંદ્રિય તોય ઇંદ્રિયના ગુણો બ્રહ્મજ ભાસે છે,
રહિત આશકિતથી તોએ ભુતો પોષી પ્રકાશે છે ૧૫
ગુણો ને ભોગી નિર્ગુણ છે ભુતોમા બ્હાર, દુર, પાસે,
ચરાચર વ્યાપ્ત છે તોએ નહિ અવ્યકત તે ભાસે ૧૬

રહ્યુ વ્હેચાઇ સહુ ભુતમા છતા અવિભકત તે ધારો,
ભુતોત્પાદક અને પોષક પ્રલય પરિબ્રહ્મ કરનારો ૧૭
અને તે જ્ઞાન, જ્ઞેયજ છે પમાયે જ્ઞાનથી તેવો,
સકલ હ્રુદયે રહ્યો વ્યાપી પ્રકાશીત બ્રહ્મ છે એવો ૧૮

કથ્યુ શુ જ્ઞાન, જ્ઞેયજ છે અને શુ ક્ષેત્ર તે ભાઇ !
સકળ આ જ્ઞાનને જાણી મળે મુજ ભકત મુજમાહી. ૧૯
પુરૂષ ને પ્રકૃતિ બન્ને અનાદિ પાર્થ ! પરમાણો,
વિકારો ને ગુણો સઘળા થયા પ્રકૃતિથી જાણો ૨૦

જગતમા કાર્ય કારણ છે ઉપજતા પ્રકૃતિમાથી,
અને હે પાર્થ ! મહા બાહો ! પુરૂષ સુખદુખ તણો સાથી ૨૧
પુરૂષ રહી પ્રકૃતિમાહી શુભાશુભ ને ગુણો સ્હે છે,
ગુણોમા રાખી આશકિત શુભાશુભ યોની તે લે છે ૨૨

વસ્યો દેહે છતા પર જે ખગે ભોક્તા અને ભર્તા,
મહાનાત્મા, મહેશ્વર ને નિરીક્ષક તેજ છે કર્તા ૨૩
"પુરૂષ ને પ્રકૃતિ આવા વિકારી" જ્ઞાન એ જેને,
કરે વ્યવહાર તે જગનો છતા ફરી જન્મ નવ તેને ૨૪

કઈક જન સાખ્ય યોગેથી અને કૈ કર્મ કે ધ્યાને,
સ્વસત્તાથીજ એ દેહી વસ્યો નિજ દેહમા માને ૨૫
ન જાણે આ પ્રકારે તે ઉપાસે અન્યથી જાણી,
પરાયણ બ્રહ્મ શ્રવણે જે તરે તે મૃત્યુથી પ્રાણી ૨૬

ચીજો સ્થાવર અને જગમ ધનજય ! સર્વ નિરખાયે,
શરીર ક્ષેત્રજ્ઞના યોગે ચીજો ઉત્પન્ન એ થાયે ૨૭
ચલિત પ્રાણી પદાર્થોમા સમાનજ બ્રહ્મને પેખે
ધનજય ! જાણ સસારે યથાર્થજ તેજ જન દેખે ૨૮

સમાનજ સર્વ સ્થાનોમા પ્રભુનો વાસ નિરખે છે,
સ્વહસ્તે ના હણી નિજને પરમપદ તે પુરૂષ લે છે. ૨૯
કરે છે પ્રકૃતિ કર્મો અકર્તા દેહી ને ધારે,
ખરૂ અવલોકનારો તે અવર તો અધ સસારે ૩૦

ભુતોના ભિન્ન છે ભાવો છતા તે એકમા માને
જુએ વિસ્તાર તેમાથી રહે તે મોક્ષને સ્થાને ૩૧
અમર નિર્ગુણ અનાદિ જે પરમ આત્મા શરીર માહી,
છતા લેપન નથી તેને અને નવ તે કરે કાઇ ૩૨
બધે નભ વ્યાપ્યુ પણ લેપન ન તેને સુક્ષ્મ છે તેથી,
શરીરમા વ્યાપ્ત આત્માને ન લેપન એ પ્રકારેથી ૩૩
રવિ છે એકપણ તેની પ્રભા સર્વત્ર વાસે છે,
અને ક્ષેત્રજ્ઞ ત્યમ ભારત ! સકળ ક્ષેત્રે પ્રકાશે છે ૩૪
તજે જીવ, પ્રકૃતિ શાથી ? તફાવત દેહ આત્માનો,
જુએ જે જ્ઞાન નયનેથી પરમપદ તે ગૃહે માનો" ૩૫

## અધ્યાય ૧૪ મો–ત્રિગુણ વિભાગયોગ

શ્રીકૃષ્ણ–"પરમ ને શ્રેષ્ઠ જે જ્ઞાને ટળે ભવબધ આ જેથી,
તને એ જ્ઞાન કઉ સિદ્ધો પરમપદ પામતા તેથી ૧
સ્વરૂપ મુજ જ્ઞાનથી પામ્યા જગત પ્રલયે ન દુખ તેને,
જગતની થાય ઉત્પત્તિ છતા ફરી જન્મ નવ એને ૨
મુકુ છુ ગર્ભ હુ તેમા મહદ જે બ્રહ્મ મુજ યોની,
અને ઉત્પત્તિ તેમાથી જગતમા સર્વ ભૂતોની ૩
થતી યોનીથી કાયાનુ મહા બ્રહ્મ જન્મનુ સ્થળ છે,
પિતા હુ સર્વનો બીજ, જે મુકુ તે પાર્થ ! મુજબળ છે ૪
રજસ્તમ, સત્વ ગુણ સગળા ઉપજતા પ્રકૃતિમાથી,
ધનજય ! એ ગુણો બાધે અમર જીવનેજ કાયાથી. ૫

પરંતપ ! સત્વગુણ નિર્મળ, પ્રકાશક, કષ્ટને તોડે,
અને બંધન કરી જીવને સુખો ને જ્ઞાનમા જોડે ૬
રજોગુણ રાગરૂપ તૃષ્ણા તથા આશક્તિથી ઘેરી,
પછી બંધન કરે જીવને પરંતપ ! કર્મમા પ્રેરી ૭

તમોગુણ થાય અજ્ઞાને સકલ જીવ મોહમા રાખે,
પ્રમાદાલસ્ય, નિદ્રાથી જીવોને બંધમા નાખે ૮
'રજોગુણ કર્મમા જોડી' 'સુખો સો સત્વગુણ સાધે,'
'તમોગુણ જ્ઞાનને ઢાકી પ્રમાદે પ્રાણને બાધે. ૯

રજસ્તમ મંદ પડવાથી પ્રબળ બહુ સત્વગુણ થાએ,
રજોગુણ, સત્વ, ગુણ ઘટતા તમોગુણ ત્યા વધી જાએ ૧૦
'રજોગુણ, સત્વ તમ હંતા,' "વળી મહુ દેહ ના દ્વારો–
પ્રકાશે જ્ઞાન તેજેથી, વધ્યો ત્યા સત્વ ગુણ ધારો" ૧૧

સ્પૃહા, આરંભ કર્મોનો અશાંતિ, લોભ પ્રવૃત્તિ,
રજો ગુણની થતા વૃદ્ધિ ઉપજતી સર્વ એ વૃત્તિ ૧૨
અપ્રવૃત્તિ, પ્રમાદોને વધે અજ્ઞાન, મોહ જ્યારે,
ધનંજય ! વૃદ્ધિ થઇ ઉરમા તમો ગુણની ગણો ત્યારે ૧૩

વધ્યો છે સત્વ ગુણ ત્યારે બને છે કાળ જો જેનો,
પુનિત વિદ્વાન લોકોમા ધનંજય ! જન્મ છે તેનો ૧૪
મરણ મળતા રજો ગુણમા જનમ છે કર્મ કરનારે,
તમો ગુણમા નિધન પામી વસે જીવ મુર્ખ સંસારે ૧૫

મળે સાત્વીક અને નિર્મળ ફળો સત્કર્મ આચરતા,
અવિદ્યા છે તમો ગુણથી રજોગુણી કર્મ દુખ કરતા ૧૬
અવિદ્યા, મોહ, આળસને તમો ગુણ પાર્થ! પ્રકટાવે,
સમર્પે સત્વ ગુણ વિદ્યા, રજોગુણ લોભને લાવે ૧૭

રજોગુણી મધ્ય કક્ષાને તમોગુણી દુર્ગતીગ્રહતા,
અને સ્થિત સત્વ ગુણ માહી મહદ્ગતિ તેજ મેળવતા ૧૮
ગુણો વિણ અન્ય નવ કરતા 'ગુણોથી પ્રાણ પર,' જ્યારે,
નિહાળે પાર્થ! જીવ એવુ મને તે પામશે ત્યારે ૧૯

શરીર ઉત્પત્તિ કરનારા ત્રિગુણ તરનાર જીવ જેનો,
જરા દુખ જન્મ મૃત્યુથી છુટયો જે મોક્ષ છે તેનો" ૨૦

**અર્જુન**-"ત્રિગુણ તરનારના લક્ષણ, અને આચાર ને સ્વામી!
તરાયે આ ગુણો શાથી પુછુ તે નાથ! શિરનામી! ૨૧

**શ્રીકૃષ્ણ**-"સુવિદ્યા, મોહ, પ્રવૃત્તિ, ગયાની ના સ્પૃહા ધારે,
અને જો હોય તો તેને ધનજય! ના તિરસ્કારે ૨૨
ગુણોથી ના ચલિત થાતો ન કઈ દરકાર દિલ દાખે,
ગુણો કર્મો કરે જાણી વિકારો ના ઉરે રાખે ૨૩

પ્રિયા પ્રિય ને સ્તુતિ, નિદા સમાનજ માટી, કચન છે,
શિલા, સુખ, કષ્ટ સરખા છે પ્રબળ એવુ સદા મન છે ૨૪
સમાનજ માન, અપમાનો રિપુ ને મિત્ર પણ જેને,
તજ્યો આરભ કર્મોનો 'ગુણાતીત' જાણવો તેને. ૨૫

સદા સેવા કરે મારી અનન્યજ ભક્તિ યોગેથી,
તરિ ગુણ બ્રહ્મરૂપ કાજે બને છે યોગ્ય જન તેથી ૨૬
અમર, અવ્યય, અને અમૃત તથા હુ ધર્મનુ સ્થળ છુ,
અને હુ બ્રહ્મ સુખ–રૂપનુ ધનજયા સ્થાન નિશ્ચળછુ "૨૭

## અધ્યાય ૧૫ મો–પુરૂષોત્તમયોગ.

**શ્રીકૃષ્ણ**–ઉચે મુળ છે રહ્યુ આવી, અને શાખા નીચે જેને,
તથા છે પર્ણરૂપ છદો જગત 'અશ્વત્થ' કહે તેને
અમર એ વૃક્ષના જેને રહસ્યો સર્વ સમજાતા,
ધનજય ! જાણવો તેને તમારે વેદનો જ્ઞાતા ૧

નીચે ઊપર બધે જામી અચળ એ વૃક્ષની ડાળી,
ગુણોથી વૃદ્ધિ પામેલી વિષય રૂપ કુપળો વાળી
અને સહુ કર્મના બધો મૂળોથી જન્મ પામ્યા છે,
મુળો ફેલાઇને નીચે મનુજ લોકે વિરામ્યા છે ૨

ન રૂપ, મધ્યાન્ત કે આદી જગત જાણી શકે તેનુ,
જગત રૂપ વૃક્ષ આ એવુ સુદૃઢ મુળ છે રહ્યુ જેનુ
ધનજય ! છેદતા એને અચળ વૈરાગ્ય આયુધથી,
ગયા જન ના ફરી આવે થવુ બસ મુક્ત તે પદથી. ૩

અને જેમાથી આ જગની થએલી સર્વ ઉત્પત્તિ,
પુરૂષ એ આદીને ચરણે જવુ તજી અન્યથા વૃત્તિ ૪
જીતે છે સગના દોષો રહિત છે મોહ ને માને,
રહે તલ્લિન તજી ઇચ્છા અચળ અધ્યાત્મને જ્ઞાને

વળી જે દ્વંદ્વ સુખ દુખના ન તેના મેહમા જામે,
પરમ અવિનાશી એ પદને પ્રખર વિદ્વાન તે પામે ૫
કિરણ રવિ, ચદ્ર, અગ્નિનુ ન જે સ્થળમા વિચરનારૂ,
ન ત્યા જઇ જન્મ છે પાછો પરમ એ સ્થાન છે મારૂ ૬

સનાતન અશ જીવ રૂપથી બની સ્થિત પ્રકૃતિ મહી,
મનાદિ ઇદ્રિયો સઘળી રહ્યો આકર્ષી તે ભાઇ ! ૭
જીવાત્મા એક તન છોડી બીજી કાયા ધરે જ્યારે,
અનિલ લે ગધ ત્યમ અગો બધા લઇ જાય છે ત્યારે ૮

ત્વચા, મન, નેત્ર ને જીહ્વા તથા આ કાન, નાકેથી,
વિષય સેવે નવિ દેહે જીવાત્મા ઇદ્રિયો એથી ૯
નવી કાયા ધરી જેઓ વિષય સઘળા રહ્યા પાળી,
ન મુઢ તે પ્રાણને દેખે શકે જ્ઞાનીજ જીવ ભાળી ૧૦

રહેલો બુધ્ધિમા આત્મા જુએ યોગી પ્રયત્નોથી,
મલિન પુરૂષો શકે નીરખી ન જીવને ખૂબ યત્નોથી ૧૧
રવિમા તેજ જે પ્રકટયુ પ્રકાશીત વિશ્વ કરનારૂ,
શશીના, અગ્નિના, તેજો ધનજય ! તે સ્વરૂપ મારૂં ૧૨

હુ પેસી પૃથ્વીમા, બળથી ભુતો સઘળા રહ્યો ધારી,
રસાત્મક ચદ્ર થૈ પાળુ વનૌષધી સર્વ દુખ હારી ૧૩
હુ પ્રાણે ને અપાને છુ તથા જઠરાગ્નિ રૂપ થઇને,
ચતુર્વિધ અન્ન પાચન હુ કરૂ છુ દેહમા રહીને ૧૪

સ્મરણશકિત, વિસરવું ને તથા છે જ્ઞાન મારાથી,
અને વેદજ્ઞ હું પોતે થયા સહુ વેદ મુજમાથી ૧૫
હું પોતે 'જ્ઞેય' વેદોમા અને વદે વહેલો છું,
સકળ પ્રાણી તણા ઉરમા ધનંજય! હું રહેલો છું
પુરૂષ 'અક્ષર' અને 'ક્ષર' એ જગતમા બેજ છે એવા,
અચળ જે તેજ 'અક્ષર' છે ભુતો 'ક્ષર' જે ચળે તેવા ૧૬
'પરમ આત્મા' કથા એ તે ધનંજય! બેઉથી પર છે,
ત્રિલોકે વ્યાપી જગ પોષે અમર તે એક ઈશ્વર છે ૧૭
ચળાચળ સર્વથી પર હું જગત તેથી મને માને,
પ્રસિદ્ધજ વેદ ને લોકે હું પુરૂષોત્તમ' અભિધાને ૧૮
મને ઉત્તમ પુરૂષ રૂપ જે ગણે છે જ્ઞાનમય વ્યક્તિ,
અને સર્વે રીતે મારી કરે સહુ ભાવથી ભક્તિ ૧૯
પુરૂષ કૃત કૃત્ય થઈ બુદ્ધિ ધનંજય! જેથી મેળવતા,
અતિ ગુઢ શાસ્ત્ર એ તુજને કહ્યું તેથી દુખો ટળતા" ૨૦

## અધ્યાય ૧૬ મો—દૈવાસુરસંપદવિભાગ યોગ.

**શ્રીકૃષ્ણ**—અભય, તપ, ચિત્ત સ્થિર યોગે, સરળતા, જ્ઞાન, મનશુદ્ધિ,
અહિંસા, દાન, સંયમને અડગતા, યજ્ઞ સદ્બુદ્ધિ ૧
તથા અભ્યાસ શાસ્ત્રોનો કપટ ને ક્રોધને ટાળે,
દયા, નિર્લોભ, મૃદુ લજ્જા ધીરજ, શાંતી ક્ષમા, પાળે
ન ઇર્ષા, ત્યાગ ને શુદ્ધિ, ન કરવો દ્રોહ કૈ જનનો,
નહિ અભિમાન, બળ દૈવી અને સંયમ અતિ મનનો ૨

પુરૂષ જે સપત્તિ દૈવી લઈ અવતાર જો ધારે,
સ્વભાવેથી ગુણો સહુ આ મળે તેનેજ સસારે ૩
જનમ છે આસુરી ગુણથી પુરૂષ તે દૈની, અભિમાની,
સ્વભાવે ક્રોધ, મદ, ક્રુરતા અને બહુ હોય અજ્ઞાની ૪

ગુણો જે આસુરી સઘળા ધનજય ! બધનો સ્થાપે,
અને દૈવી ગુણો નિશ્ચે પરતપ ! મોક્ષપદ આપે ૫
તુ જન્મ્યો દૈવી ગુણવાળો ન કર તુ શોક કૈ વાતે,
થઇ ઉત્પત્તિ જીવ કેરી અદૈવી, દૈવી બે જાતે

તને દૈવી જીવો કેરી કથી ઉત્પત્તિ વિસ્તારી,
હવે ઉત્પત્તિ હુ કહુ છુ અસુર જીવની પીડાકારી ૬
પુનિતતા, સત્ય, નિવૃત્તિ ન જાણે આસુરી પ્રાણી,
નહિ પ્રવૃત્તિ પણ સમજે શકે આચાર નવ જાણી ૭

કહે તેઓ "જગત ખોટુ નથી ઇશ્વર સમી વ્યકિત,
થઇ નરનારીના યોગે સકલ સસાર ઉત્પત્તિ" ૮
વિનાશક, અલ્પ બુધ્ધિના અધમ એવી ધરી દૃષ્ટિ,
કરી ક્રુર કર્મ, 'તત્પર તે બને સંહારવા સૃષ્ટિ ૯

ન પામે પુર્ણતા એવા વિષયવષ, દભી, મદધારી
જૂઠી સિધ્ધાત તે ખોટા બને પોતે દુરાચારી ૧૦
અપરિમિત રાખતા ચિતા મરણથી શુન્ય થાનારી,
મદન ને ભોગ કહી સારા રહે સુખ બુધ્ધિ ત્યા ધારી ૧૧

પડયા છે કામ ને ક્રોધે, બન્યા છે બધ્ધ આશાયે,
અધર્મે ભોગને કાજે ધનંજય ! દ્રવ્ય તે ચ્હાયે ૧૨
મને આજે મળ્યું છે આ હું પામીશ આ મનોરથને,
અધિક કૈં દ્રવ્ય મુજ કાજે કરીશ હું પ્રાપ્ત બહુ મથને ૧૩

રિપુ માર્યા, બીજાને હું હણીશ, હું સિદ્ધ ઇશ્વર છું,
અને બળવાન હું ભોગી સુખી ને શ્રેષ્ઠ હું નર છું ૧૪
ધનીક, જનના જથાવાળો ન નિજવત અન્યને માને,
ખુશી થઉં દાન ને યજ્ઞે કથે મોહથીજ અજ્ઞાને ૧૫

પડેલા મોહની જાળે ભ્રમિત ચિતના વિકારેથી,
રહે મન કામ ને ભોગે પડે તે નર્કમા તેથી ૧૬
મદોન્મત, માન, ધનવાળા વૃથા મોટાઇ જે માને,
અશાસ્ત્રીય, દંભથી યજ્ઞો કરે તે વ્યર્થ અભિમાને ૧૭

અહંતા, કામ, બળ, ગુસ્સો અને બહુ ગર્વ ઉર ધારે,
સ્વપરના દેહમા હું છું છતા તેને તિરસ્કારે ૧૮
નિરંતર દુષ્ટ કર્મોને પ્રિતિ રાખી કરે જેઓ,
અશુભ યોની વિષે જન્મે નરાધમ, દ્વેષી, કુર તેઓ. ૧૯

અદૈવી યોનીમા જન્મ્યા નહિ મુઢ તે મને પામે,
પડી દર જન્મ તે દુખમા અધમગતિમા અધિક જામે ૨૦
ધનંજય ! સ્વાત્મ નાશજ છે મદન ને ક્રોધ, લાલચથી,
મનુષ્યે નર્કદ્વારો એ સદા તજવા ખરા મનથી. ૨૧

ત્રણે એ નર્ક દ્વારોથી બનીને મુક્ત જે ફરશે,
મળે ઉત્તમ ગતિ તેને અને નિજ શ્રેય તે કરશે ૨૨
મનુષ્યો શાસ્ત્રની આજ્ઞા તજી સ્વચ્છદમા વળશે,
નહિ સુખ સિદ્ધિ પણ તેને નહિ સારી ગતિ મળશે ૨૩

'શુ કાર્યાકાર્ય' નિર્ણિત તે કરી લઇ શાસ્ત્ર આધારે,
સશાસ્ત્રીય કર્મ તે સઘળા ઘટે કરવા જરૂર તારે" ૨૪

અધ્યાય ૧૭ મો–**શ્રદ્ધાત્રયવિભાગ યોગ.**

**અર્જુન**–'તજીને શાસ્ત્રના નિયમો, કરે છે યજ્ઞ શ્રદ્ધાથી,
સ્થિતિ તેની કયા ગુણની રજસ્તમ સત્વ ત્રણમાથી." ૧

**શ્રીકૃષ્ણ**–"શરીર ધારી જીવો કેરી ત્રિવિધ શ્રદ્ધા સ્વભાવેથી,
રજસ્તમ સત્વ ગુણવાળી સુણો કહુ સ્નેહ ભાવેથી ૨
મતિ અનુસારીણી શ્રદ્ધા મનુષ્યજ જાણ શ્રદ્ધાનો,
અને શ્રદ્ધા ઉરે જેવી બને ત્યમ માનવી માનો. ૩

રહી સાત્વીક જ્યા શ્રધ્ધા કરે તે દેવની ભક્તિ,
ભજે છે યક્ષ રાક્ષસ ને પરતપ ! રાજસી વ્યક્તિ ૪
અને જે તામસી જન છે પુજે ભુત પ્રેતને તેઓ,
ત્રિવિધ શ્રદ્ધા પ્રમાણેના ગણે ઉપરોક્ત તે દેવો

અહકારી અને દભી ઉરે છે કામ આશકતી,
અશાસ્ત્રિય, ઉગ્ર તપ સાધે ધનજય ! દુષ્ટ તે વ્યકતી ૫
શરીરમા તત્વ મન રહે છે કરે તેને દુખી જેઓ,
અદૈવી નિશ્ચયોવાળા મનુષ્યો જાણવા તેઓ ૬

ત્રિવિધ આહાર પ્રિય તેવા ત્રિવિધ તપ, યજ્ઞ ને દાનો,
કથુ છુ ભેદ હુ તેના ધનજય ! સત્ય તે માનો ૭
પદાર્થો સ્નિગ્ધ રસવાળા રૂચી ઉત્પન્ન કરનારા,
નહિ બગડી શકે એવા હૃદયને હોય જે પ્યારા,

જીવન, સુખ, હર્ષ, ઉત્સાહને તથા આરોગ્ય, બળ આવે,
ખરા સાત્વીક મનુષ્યોને બધી તે વસ્તુઓ ભાવે ૮
કડુ, ખારી, તીખી, ખાટી લુખી ને ઉષ્ણુ ચીજ એવી,
કરે દુખ, શોક, દાહ, વ્યાધી, રજોગુણીને ગમે તેવી ૯

સડેલુ, ટાઢુ ને એઠુ ન સારૂ ને વળી વાસી,
મનુષ્યો તામસી એવા પદાર્થોનાજ અભિલાષી ૧૦
થતા વિધી યુક્ત જે યજ્ઞો તજી ફળની સ્પૃહા ભારી,
કરાતા યજ્ઞ ‘સાત્વીક’ છે ‘જરૂર છે યજ્ઞની ધારી’ ૧૧

ગણો તે યજ્ઞ ‘રાજસ’ છે થયા પ્રતિ લાભને સાટે,
કરાયો દંભ ઉર રાખી અગર દેખાડવા માટે ૧૨
ન દાનો, દક્ષિણા મંત્રો તથા શ્રદ્ધા નથી કાંઈ,
ગણો તે યજ્ઞ ‘તામસ’ છે વિધિહિન જો થયો ભાઇ ! ૧૩

અહિંસા, સ્વસ્થતા, શુદ્ધિ જીતેન્દ્રિય, મુક્ત,માયાથી,
ગુરૂ, દ્વીજ, દેવ, જ્ઞાનીનુ પુજન ‘તપ’ એજ કાયાથી ૧૪
કરે અભ્યાસ શાસ્ત્રોનો મૃદુ વચનો મુખે ધારે,
વદો પ્રિય, સત્ય, હિતકારી ગણો ‘તપ’ એજ ઉચ્ચારે ૧૫

મનોનિગ્રહ અને શાતી મુદિત મન, ભાવના સારી,
અને છે મૌન્ય 'તપ મનના' બધા આવા ધનુર્ધારી ! ૧૬
ત્રિવિધતપ, ત્યાગી આશક્તિ કરાયે પુર્ણ શ્રદ્ધાથી,'
ખરૂ તપ તેજ 'સાત્વીક' છે થતુ મનની અડગતાથી ૧૭

પુજા, સત્કાર, કે કિર્તિ અગર બહુ માન ઉર લેવા,
થયા તપ જાણ્ અસ્થિર તે 'રજોગુણી' છે તપો તેવા ૧૮
પરાયા નાશને કાજે દુરાગ્રહી, મૂઢવત થઇને,
કર્યું તે 'તામસી' તપ છે વળી પોતે પીડા સહીને ૧૯

સમય, સ્થળ, પાત્રને ભાળી 'અવશ્યજ આપવુ ધારી'
અપત્યુપકારીને દેવુ ખરૂ સાત્વીક, વિજયકારી. ૨૦
'રજોગુણી દાન' તે જાણો દીએ ફળ પામવા માટે,
તથા સહી કષ્ટ દે પરને પ્રતી ઉપકારને માટે ૨૧

'તમોગુણીદાન' તે જાણો ન આપ્યુ હોય સત્કારી,
અયોગ્યજ, કાળ, સ્થળ, પાત્રે દીધુ અપમાન દે ભારી ૨૨
પ્રભુના ओ३म तत, सत्, એ ત્રિવિધ નિર્દેષવા ભેદો,
સૃજ્યા તેનાથી સૃષ્ટાએ ભુદેવો, યજ્ઞ ને વેદો ૨૩

થનારી બ્રહ્મવાદીથી વિધિવત, શાસ્ત્ર આધારે,
ક્રિયા તપ, યજ્ઞ, દાનોની પ્રવર્તે ओ३म ઉચ્ચારે ૨૪
મુમુક્ષુ, કર્મ ફળ છોડી વદી तत् શબ્દ ભયહારી,
ક્રિયા તપ, યજ્ઞ, દાનોની વિવિધ રીતથી કરે સારી ૨૫

અને 'સત્' શબ્દ શુભ કર્મે જુઓ ભારત ! પ્રયોજાયે,
વળી સદભાવ, સાધુત્વે સદા 'સત' શબ્દ જોડાયે? ૨૬
કહે 'સત્' દાનને યજ્ઞે તપે જે પાર્થ ! હાલત છે,
અને તે ધર્મને અર્થે કરાતા કર્મ પણ 'સત્' છે ૨૭

ક્રિયા, ફળ, હોમ કે દાનો અશ્રધ્ધાએ થયા ભાઇ !
'અસત્' કહેવાય તે તેનુ ઉભય લોકે ન ફળ કાંઈ" ૨૮

## અધ્યાય ૧૮ મો–મોક્ષસન્યાસ યોગ

**અર્જુન**–"કહો તત્વો જુદા પાડી રહ્યા જે જ્ઞાન, સન્યાસે,
હુ તેને જાણવા ઇચ્છુ દયાધન ! આપની પાસે" ૧

**શ્રી**કૃષ્ણ–"કહે સન્યાસ વિદ્વાનો, સકામજ કર્મ તજવાને,
વિચક્ષણ, 'સર્વફળ તજવા પરમ સન્યાસ તે માને' ૨
ધીમતો, 'કર્મ દોષિત છે' ગણી ત્યજવા કહે જ્યારે,
કુશળ જન દાન, તપ, યજ્ઞો, કહે ત્યાગો ન સસારે ૩

કહુ મત પાર્થ ! હુ મારો ઉભય એ ત્યાગને કાજે,
ધનજય ! ત્યાગ ત્રણ રીતનો સુણાઉ હુ તને આજે ૪
પરતપ ! દાન, તપ, યજ્ઞો, ન એ ત્રણ ત્યાજ્ય છે માનો,
અને તપ, દાન, યજ્ઞેથી ખરેખર શુદ્ધ વિદ્વાનો ૫

ઘટે છે કર્મ કરવા એ તજી ફળને, અમમતાથી,
કથ્યો મુજ શ્રેષ્ઠ મત તેને તમે પાળો અડગતાથી ૬
ન તજવા નિત્ય એ કર્મો તજે મોડે અવિદ્વાનો,
છતા મોહથી તજે કર્મો 'તમોગુણી' ત્યાગ તે માનો ૭

દુઃખદ કર્મો ગણી તેને શરીર કલેશે ડરી તજતા,
'રજોગુણી ત્યાગ' એ તેથી ફળો નહિ ત્યાગના મળતા ૮
'ઘટિત આ કર્મ કરવા છે' ગણીને છોડી આશક્તિ,
તજી ફળની પિપાશાને કરે છે કર્મ જે વ્યક્તિ ૯

ગણો તે 'ત્યાગ સાત્વીક છે' અને વિદ્વાન એ ત્યાગી,
"થયો છે નષ્ટ સશયને પુરૂષ જે ધર્મ અનુરાગી –
–દીએ ફળ કર્મ એવાનો નથી તે ત્યાગ પણ કરનો,
સુખદ આ કર્મ ગણી એવુ નથી તે કર્મ આદરતો ૧૦

ન સૌ કર્મો શકે ત્યાગી જગતમા દેહ છે જેને,
તજે જે કર્મના ફળને ખરો ત્યાગી ગણો તેને ૧૧
ત્રિવિધ ફળ કર્મના જાણો અશુભ કે મિશ્ર ને સારા,
ન પમે ત્યાગી તે ફળને અત્યાગીનેજ મળનારા ૧૨

ધનજય ! પાચ કારણ છે કથેલા સાખ્ય, વેદાતે,
થવાને સિદ્ધ સહુ કર્મો કહુ તુજને હુ એકાન્તે ૧૩
થવા સહુ કર્મની સિધ્ધિ શરીર,જીવ,ભાવી એ ત્રણછે,
વિવિધ ચેષ્ટા અને સાધન મળી બે, પાચ કારણ છે ૧૪

શુભાશુભ કર્મ, મન, વાણી, શરીરથી પાર્થ ! જે થશે,
ઉભયમા પાચ એ વસ્તુ રહી હેતુ રૂપે ભાસે ૧૫
છતા નિર્લેપ આત્માને ગણે છે કર્મ કરનારો,
મહામુઢ દુર્મતી નર તે નથી કાઈ સમજનારો ૧૬

ન કર્મે બુદ્ધિ લેપાયે 'હુ કર્તા' એમ નહિ જેને,
હણે જગ તોય નવ હણતો અને કઈ બધ નવ તેને. ૧૭
જગત કર્મે વળે ત્રણથી ક્રિયા ને જ્ઞેય, જ્ઞતાયે,
કરણ ને કર્મ, કર્તા એ ત્રણેથી કર્મ સૌ થાયે ૧૮

ગુણોના ભેદથી, "સાખ્યે કહ્યુ તુજ પાસ વર્ણવુ છુ,
ત્રિવર્ગો જ્ઞાન, કર્મોના તથા કર્તા તણા કહુ છુ' ૧૯
કથાયે 'જ્ઞાન સાત્વીક' તે અખડિત તત્ત્વ જે ભાઇ!
અમર અવિનાશી એ પ્રભુને નિહાળે સર્વ ભુતમાહી ૨૦

વિવિધ ને ભિન્ન પ્રાણીમા જુદો આત્મા રહ્યો માને,
જણાયે ભાસ એ ખોટો ધનજય! 'રાજસી જ્ઞાને' ૨૧
વૃથા જે જ્ઞાનથી ભાઈ! ગણી સપુર્ણ સહુ પ્રાણી,
ન તેના કારણો, તત્વો જરાપણ ના લીએ જાણી

છતા પણ અલ્પ બુદ્ધિથી અતિ વળગી રહે એને,
'અનિષ્ટજ જ્ઞાન' એ સહુમા, કથાએ 'તામસી' તેને ૨૨
કથાએ 'કર્મ સાત્વીક' તે થતુ ફળની તજી આશા,
ન રાખે રાગ ને ઈર્ષા ન રાખે ભોગ અભિલાષા ૨૩

અહતા, કલેશ, ઉર ધારી તથા જે કામને વશ છે,
ઘડે તેવા પુરૂષ કરથી બધા તે 'કર્મરાજસ' છે ૨૪
ન જાણી નાશ, બલ, હિસા, તથા પરિણામ નિજ શક્તિ,
કરાતા 'કર્મ રાજસ' છે વળી ઉર રાખી આશક્તિ. ૨૫

ધીરજ, ઉત્સાહ ભરી ઉરમા તજી અભિમાન આશક્તિ,
ફળો કે ના ફળો કર્મો રહિત છે તેથી જે વ્યક્તિ.
વિકારો ના ધરી તેના સદા કર્મેજ અનુસરતા,
ધનજય ! જાણવો તેને ખરેખર 'સત્વગુણી કર્તા.' ૨૬

અપાવન, રાગી ને લોભી તથા ઉર હર્ષ, દુખ જેને,
તથા હિસક, પિપાશુ છે 'રજો ગુણી' જાણવો તેને. ૨૭
વિશાદી, દિર્ઘ સુત્રીને વિનયહિન ને અતત્પરતા
પ્રમાદી, દભી, જડવાદી ગણો તે તામસી કર્તા' ૨૮

ત્રિભેદો, ધૈર્ય બુધ્ધિના ગુણો અનુસાર છે ધારો,
પૃથક તે સર્વ સમજાઉ તને ગણી મિત્ર હુ મારો ૨૯
ભયાભય, બધ ને મુક્તિ યથાર્થજ જાણતા જેથી,
અને નિવૃત્તિ પ્રવૃત્તિ કળે જેવી મતિ એથી

શુભાશુભ કાર્ય પરખાયે હૃદય પામે ખરી શુદ્ધિ,
પરતપ પાર્થ ! તે જાણો રૂડી 'સાત્વીક તે બુદ્ધિ' ૩૦
ન કાર્યાકાર્યને જાણે ન ધર્માધર્મ સમજાએ,
'રજો ગુણી બુદ્ધિ' એ તેથી ન કઇ સત્ય પરખાયે ૩૧

ધનજય ! 'તામસી બુધ્ધિ' અધર્મે ધર્મને ભાળે,
જુએ વિપરીત સકલ વસ્તુ હૃદયથી સત્યને ટાળે. ૩૨
'પ્રતિ યોગે રહે એવી' ધીરજથી સર્વ ઇદ્રિયની,
અને જે જે ક્રિયા થાતી ધનજય ! પ્રાણુને મનની

બધી એવી ક્રિયાઓમા પરમ સયમ સદા પાળે,
સુણો તે 'ધૈર્ય સાત્વિક' છે જગતના કષ્ટ સૌ ટાળે ૩૩
મદન, ધર્માર્થ ને સેવા ધરી ફળની અભિલાષા,
'ધીરજ તે રાજસી' જાણો વિવિધ ઉરમા ધરી આશા ૩૪

અહતા, કલેષ, ભય નિદ્રા ન ત્યાગે પાર્થ ! મુઢતાથી,
'તમો ગુણી ધૈર્ય' તે ભાઈ ! ન જાએ શોક ઉરમાથી ૩૫
હવે સુખ, પાર્થ ! કે જેમા રમે છે લોક અભ્યાસે,
ત્રિવિધ સુખ તે તને કહુ છુ દુખો તેથી બધા નાસે ૩૬

ખરૂ 'સુખ તેજ સાત્વીક' છે ઉપજતુ આત્મ જ્ઞાનેથી,
પ્રથમ વિષપાનવત લાગે છતા સુખ અતમા તેથી ૩૭
'રજોગુણી' જે 'સુખો' ઉપજે વિષય ને ઇદ્રિયોનાથી,
પ્રથમ અમૃત સમુ, અતે મળે દુ ખ પાર્થ ! તેનાથી ૩૮

વળી આરભ ને અતે ઉપજતો મોહ બહુ જેથી,
ગણાયે 'તામસી સુખ' તે થયુ નિદ્રા પ્રમાદેથી ૩૯
ગુણો ત્રણ પ્રકૃતિમાથી થયા છે પાર્થ ! હે ભાઇ !
ન ગુણથી સ્વર્ગ સૃષ્ટિમા પદાર્થો મુક્ત છે કાઈ ૪૦

ધનંજય ! ચાર વર્ણોમા રહ્યા ગુણ જે સ્વભાવેથી,
અને એ ચાર વર્ણોના જુદા છે કર્મ પણ તેથી ૪૧
'સ્વભાવજ કર્મ બ્રાહ્મણના ક્ષમા,તપ,શૌચ,શમ,દમ છે,
સરળતા, જ્ઞાન, પ્રભુ શ્રદ્ધા, સદા તપનો સમાગમ છે ૪૨

'સ્વભાવજ કર્મ ક્ષત્રીયના અધિશ્વર ભાવ, શુરવીરતા,
અડગ યુધ્ધે, તથા દાની સુકાતી, દક્ષતા, ધીરતા' ૪૩
'કૃષી, વ્યાપાર, ગૌરક્ષા સ્વભાવજ વૈશ્યના કર્મો,'
'સુજનની સેવના કરવી ધનજય ! શુદ્રના ધર્મો' ૪૪

સુસિધ્ધિ જ્ઞાનની પામે નિયત નિજ કર્મ આચરતા,
પ્રથમ તે સાદી સિદ્ધિને કહુ હુ કેમ મેળવતા ૪૫
થઈ ઉત્પન્ન આ સૃષ્ટિ અને વ્યાપી રહી જેથી,
મનુષ્યો સિદ્ધિ, તે પ્રભુને પુજી લે છે સ્વકર્મેથી ૪૬

સ્વકર્મે હોય ગુણ ઓછા બિજાના ધર્મના કરતા,
છતા નિજના સ્વભાવે તે ધનજય ! હોય અનુસરતા
તજી પરધર્મને તેથી કરો નિજ કર્મ એ સારૂ,
પીડા કે પાપ નવ કાઈ અને છે શ્રેય કરનારૂ ૪૭

ન તજવા દોષમય તોએ થતા કર્મો સ્વભાવેથી,
છવાયા દોષથી કર્મો અનલ જેવો ધુમાડેથી ૪૮
પરતુ બુધ્ધિ છે જેની રહિત આશક્તિથી ભાઇ !
જીત્યો નિજ આત્મને, 'જેને નથી ઈચ્છા રહી કાઇ'

અને એવી સ્થિતિ જેની બને છે પાર્થ ! સસારે,
તજો સન્યાસથી કર્મો મળે છે સિધ્ધિ એ ત્યારે ૪૯
મહદ જે જ્ઞાનનો હેતુ પરમપદ સિદ્ધિ પામે છે,
કહુ કેવી રીતે બ્રહ્મ સકલ સિધ્ધો વિરામે છે ૫૦

વિશુધ્ધજ બુદ્ધિવાળો તે ધીરજથી સૌ વિષય ત્યાગી,
નિયમમા રાખીને મનને બને નિર્દ્વેષી, અણુરાગી ૫૧
સુભોજન, વાસ એકાતે નિયમમા રાખી મન કાયા,
પરાયણ ધ્યાન ને યોગે સદા વૈરાગ્યની છાયા ૫૨

અહ, બલ, ક્રોધ, પરિગ્રહને તજી મદ, કામ, આશક્તિ,
થવાને બ્રહ્મરૂપ જાણો સુયોગ્યજ શાત તે વ્યક્તિ ૫૩
સકલ ભુત માત્રમા રમતા રહે ઉર સ્વસ્થતા ભારી,
ન ઇચ્છા શોક છે તેને 'પરાભક્તિ' મળે મારી ૫૪

હુ કેવો ? કોણ છુ ? સઘળુ શકે તે ભક્તિથી જાણી,
અને જાણ્યા પછી મુજમા પ્રવેશે એ મનુજ પ્રાણી ૫૫
સદા મમ આશ્રયે રહીને ધનજય ! કર્મ જે કરતા,
છતા મારી કૃપાથી તે અમરપદ પાર્થ ! મેળવતા ૫૬

સમર્પિ કર્મ સૌ મુજને પરાયણ થા મને ભાઇ !
ગૃહી મતિ, યોગ, આશ્રયને સદા ધર ચિત્ત મુજમાહી ૫૭
ધરીશ તુ ચિત્ત મારામા સકલ સકટ તરી જાશે,
અને મારી કૃપાએથી જરૂર તારૂ ભલુ થાશે ૫૮

છતા જો તુ અહકારે તજીશ ઉપદેશ આ મારો,
ન માનીશ વેણ મારા તો ધનજય ! નાશ છે તારો
થશે મિથ્યા 'લડુ નહિ હુ' વદે થઇને અહકારી,
પટકશે યુધ્ધમા તુજને ધનજય ! પ્રકૃતિ તારી ૫૯

નથી જે ઇચ્છતો કરવા તુ આજે મોહને ગર્વે,
'સ્વભાવજ કર્મ' બધનથી કરીશ તુ પાર્થ ! તે સર્વે ૬૦
પ્રભુ જીવ માત્રના હૃદયે રહી સૃષ્ટિ ચલાવે છે,
અને ભુત માત્ર માયાથી જગત ચક્રે ભમાવે છે ૬૧

બધી રીતથી શરણુ તેનુ ગ્રહી તેની કૃપાએથી,
અચળ સ્થળને પરમ શાતી તને મળશે જરૂર તેથી ૬૨
અતિ છે ગુપ્ત આ વિદ્યા સુણી તેનુ મનન કરજે,
છતા પુષ્કળ વિચારી તુ સ્વઇચ્છાનેજ ઉર ધરજે ૬૩

વળી સુણુ ગુહ્ય આ સહુથી વચન જે શ્રેષ્ઠ છે મારૂ,
તુ દ્રઢ ને પ્રિય મને તેથી કથુ તુજ શ્રેય કરનારૂ ૬૪
તુ મનને રાખ મારામા અને થા ભકત તુ મારો,
પુજન ને યજ્ઞ કર મારા મને કરીને નમસ્કારો

મને તુ પામશે એથી વળી મુજને તું બહુ પ્રિય છે,
કહુ હુ આ પ્રતિજ્ઞાથી કથન મુજ સત્ય નિશ્ચય છે ૬૫
તજીને સર્વ ધર્મોને શરણુ રહેજે સદા મારે,
નિવારીશ પાપ હુ તારા ન કરવો શોક કૈ તારે ૬૬

રહિત જે ભકિત સેવાથી, તપસ્વિ જે નથી પ્રાણી,
અને મમ દ્વેશીને 'કહેવી નહિ આ જ્ઞાનની વાણી' ૬૭
પરમ આ જ્ઞાન જે મારૂ સદા મુજ ભકતને કહેશે,
પરા ભકિત વડે મુજને જરૂર તે પાર્થ ! મેળવશે ૬૮

મને પ્રિય તેજ છે એવા સદા મુજ કર્મ કરનારો,
અધિક સૃષ્ટિ વિષે તેથી થશે નહિ કોઈ પ્રિય મારો ૬૯
પુનિત સંવાદ આ તેનુ કર્યું છે અધ્યયન જેણે,
હું માનીશ જ્ઞાન યજ્ઞેથી પુજા મારી કરી તેણે ૭૦

ધરી મારા વિષે શ્રદ્ધા તજીને દ્વેશ સૌ જેઓ,
**'ગીતા'** આ સાભળે સ્નેહે બને છે મુક્ત જન તેઓ
મનુષ્યો પુણ્ય કર્મોને કરી જે લોક મેળવતા
ધનજય ! તેજ શુભ લોકો **ગીતા** સુણનારને મળતા, ૭૧

"અતિ એકાગ્ર ચિતે તે સુણ્યો કે યોગ આ મારો,
થયેલો પાર્થ ! અજ્ઞાને મટયો સમોહ શુ તારો ?" ૭૨
**અર્જુન**—"સ્મૃતિ છે પ્રાપ્ત થઇ મુજને, તમારી આ કૃપાએથી,
ટળ્યો છે મોહ પણ મારો અને દ્રઢ હુ બન્યો તેથી

સ્મૃતિ થઈ સત્યની મુજને થયુ સ્થિર ચિત્ત એ મારૂ,
બન્યો શકા રહીત હુ તે **'વચન પાળુ પ્રભો' તારૂ** "૭૩
**સજય**—"ધનજય, કૃષ્ણની વચ્ચે ઉભા સહુ રોમને કરતો,
સુણ્યો સવાદ અદભુત એ દુખો સસારના હરતો ૭૪

કથાયો ગુપ્ત યોગજ આ ધરાધીશ કૃષ્ણ મુખડેથી,
સુણ્યો તે વ્યાસજી કેરા પુનિત ઉરના પ્રસાદેથી ૭૫
પુન હુ કૃષ્ણ અર્જુનનો પરમ સવાદ એ સ્મરતો,
પ્રસગો યાદ સૌ કરતા અતિ હુ હર્ષ મેળવતો ૭૬

પ્રભુનુ વિશ્વરૂપ પાછુ અતિ પ્રિતથી હુ સભારૂ,
થતુ આશ્ચર્ય બહુ ત્યારે અને આનદ ઉર ધારૂ ૭૭
જહા છે કૃષ્ણ મહાયોગી અને અર્જુન ધનુર્ધારી.
નિતિ, ધન, લક્ષ્મી જયત્યા છે અચળએ માન્યતા મારી ૭૮

"અધિક છે જેઠ મહિનાની પુનિત સુદ દ્વાદશી આજે,
પ્રથમ રજની તણા પ્રહરે હૃદય ઉલ્લસમા રાજે ૭૯
સદી વિક્રમ તણી વિસમી વિષે સિતેર નવ વર્ષે,
ગીતા 'કુણિંક' ગઝલમા હુ રહ્યા ગાઇ અતિ હર્ષે" ૮૦

થજો સર્વત્ર સુખ વર્ષા જગત હરિને હદે ધારો,
ટળી દુખ ભદ્ર હો સહુનુ પ્રભો! મમ હિદ ઉધ્ધરો ૮૧
સકલ નરનાર ભારતના બનો હિદુત્વ હિતકારી,
થજો કલ્યાણ ભારતનુ પ્રભો! એ પ્રાથના મારી ૮૨

इत्योम शाती शाती शाती

